# સૂરઃ માઈદહ

**નામકરણ :-**

આ સૂરઃ નું નામ ૧૫મા રુકૂઅની આયત 'هَلْ يَسْتَطِيعُ رَبُّكَ أَنْ يُنَزِّلَ عَلَيْنَا مَآئِدَةً مِّنَ السَّمَآءِ ' ના શબ્દ ''માઈદહ'' ઉપરથી લેવામાં આવ્યું છે. કુર્આનની મોટાભાગની સૂરઃઓના નામોની જેમ જ આ નામ પણ સૂરઃ ના વિષય સાથે કોઈ ખાસ સંબંધ નથી ધરાવતું. માત્ર બીજી સૂરઃ ઓથી અલગ પાડવા માટે આને પ્રતીક રૂપે લેવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :-**

સૂરઃના વિષયો ઉપરથી દેખાય છે, તેમજ રિવાયતો ઉપરથી પણ સમર્થન મળે છે કે, આ સૂરઃ હુદૈબિયહની સંધિ પછી હિજરી સન્ ૬ના અંતમાં અથવા હિજરી સન્ ૭ની શરૂઆતના સમયમાં ઊતરી છે. હિજરી સન્ ૬ના મહિના ઝિલ્કઅદની ઘટના છે કે, નબી સ.અ.વ. એક હજાર ચારસો મુસલમાનોની સાથે ઉમરહ કરવા માટે મક્કા ગયાં પરંતુ કુરૈશના કાફિરોએ અદાવતના જુસ્સામાં અરબસ્તાનની સૌથી પુરાણી ધાર્મિક પરંપરાઓની વિરૂદ્ધ જઈને આપને ઉમરહ કરવા ન દીધો અને ખૂબ રકઝક પછી આ વાત સ્વીકારી કે, આગામી વર્ષે આપ ઝિયારત માટે આવી શકો છે. આ પ્રસંગે જરૂરી જણાયું કે મુસલમાનોને એક તરફ તો કા'બાની ઝિયારત માટેના યાત્રાના નિયમો સમજાવવામાં આવે કે જેથી આવતા વર્ષે ઉમરહની યાત્રા સંપૂર્ણ ઈસ્લામી શાન સાથે થઈ શકે અને બીજી તરફ તેમને તાકીદ કરવામાં આવે કે કાફિર દુશ્મનોએ તેમને ઉમરહ કરવાથી અટકાવીને જે અત્યાચાર કર્યો છે તેના જવાબમાં તેઓ કોઈ ગેરવ્યાજબી પગલું ન ભરે, કેમ કે ઘણાં કાફિર કબીલાઓનો હજ્જનો રસ્તો ઈસ્લામી કબજા હેઠળના વિસ્તારમાંથી પસાર થતો હતો અને મુસલમાનો માટે આમ કરવું શકય હતું કે, જેવી રીતે તેમને કા'બાની ઝિયારતથી રોકવામાં આવ્યાં છે એવી જ રીતે તેઓ પણ તેમને રોકી દે. આ જ પ્રસંગ છે એ પ્રાસ્તાવિક પ્રવચનનો જેનાથી સૂરઃનો આરંભ થયો છે. આગળ જતાં ૧૩મા રુકૂઅમાં ફરીથી આ વિષયનો ઉલ્લેખ થયો છે જે એ વાતનો પુરાવો છે કે ૧લા રુકૂઅથી માંડીને ૧૪મા રુકૂઅ સુધી એક જ પ્રવચન સળંગ ચાલી રહ્યું છે. આ ઉપરાંત આ સૂરઃમાં જે બીજા વિષયો આપણને જોવા મળે છે તે પણ તમામેતમામ આ જ સમયગાળાના જણાય છે.

જે રીતે સળંગ વર્ણન ચાલ્યું આવે છે તેના ઉપરથી એવું લાગે છે કે આ સમગ્ર સૂરઃ એક જ પ્રવચનની બનેલી છે, જે એકીસાથે ઉતર્યું હશે. શકય છે કે કેટલીક આયતો પાછળથી અલગ અલગ રીતે ઊતરી હોય અને વિષયના અનુસંધાનને જોતાં તેમને આ સૂરઃમાં અલગ અલગ જગ્યાએ જોડી દેવામાં આવી હોય, પરંતુ પ્રવચનના સાતત્યમાં કયાંય કોઈ નાની-અમથી તૂટ પણ અનુભવાતી નથી જેના ઉપરથી એવું અનુમાન થઈ શકે કે આ સૂરઃ બે અથવા ત્રણ પ્રવચનોનો સંગ્રહ છે.

**ઊતરાણની પશ્ચાદ્ભૂમિ :-**

સૂરઃ આલેઈમરાન અને સૂરઃ નિસાના ઊતરાણકાળથી આ સૂરઃના ઊતરાણકાળ સુધી પહોંચતાં પહોંચતાં પરિસ્થિતિમાં મોટું પરિવર્તન આવી ગયું હતું. એક સમય એવો હતો કે જયારે ઉહુદની લડાઈના આઘાતે મુસલમાનો માટે મદીનાની નજીકના વાતાવરણને પણ ભયજનક બનાવી દીધું, અને હવે એવો સમય આવી ગયો કે અરબસ્તાનમાં ઈસ્લામ એક અપરાજિત શક્તિ તરીકે દેખાવા લાગ્યો, અને ઈસ્લામી રાજય એક

તરફ નજદ સુધી અને બીજી તરફ સીરિયાની સીમાઓ સુધી, તો ત્રીજી તરફ રાતા સમુદ્રના કિનારા સુધી અને ચોથી તરફ મક્કાની નિકટ સુધી પ્રસરી ગયું હતું. ઉહુદમાં જે ઘા મુસલમાનોએ ઝીલ્યા હતાં તે તેમના સાહસને તોડવાને બદલે તેમના ઇરાદાઓ માટે ચાબુક સમાન પુરવાર થયાં. તેઓ જખ્મી સિંહની જેમ વીફરી ઉઠ્યાં અને ત્રણ જ વર્ષની મુદ્દતમાં તેમણે નકશો બદલી નાખ્યો. તેમના સતત પ્રયાસો અને બલિદાનોનું પરિણામ એ આવ્યું કે મદીનાની ચારેય તરફ દોઢસો-બસો માઈલ સુધી તમામ વિરોધી કબીલાઓનું જોર તૂટી ગયું. મદીના ઉપર યહૂદીઓનો જે ભય પહેલાં રહેતો હતો તે હંમેશ માટે નાબૂદ થઈ ગયો અને હિજાઝમાં બીજા સ્થળોએ જયાં જયાં પણ યહૂદીઓ વસતા હતાં, બધા જ મદીનાના રાજયના ખંડણી ભરનારાં બની ગયાં. ઈસ્લામને દબાવવા માટે કુરૈશે છેલ્લો પ્રયાસ ખંદકની લડાઈ વખતે કર્યો અને તેમાં તેઓ ભારે નિષ્ફળ નીવડ્યાં. ત્યારપછી અરબસ્તાનના લોકોને એ બાબતમાં કોઈ શંકા ન રહી કે ઈસ્લામનું આ આંદોલન કોઈના ખતમ કરવાથી ખતમ થઈ શકે તેમ નથી. હવે ઈસ્લામ માત્ર એક માન્યતા કે પંથ જ ન હતો, જેનું રાજય માત્ર દિલો અને દિમાગો પૂરતું સીમિત હોય, બલ્કે તે એક એવું રાજય હતું જેનું શાસન સક્રીય રીતે તેની સરહદોમાં રહેતાં તમામ લોકોના જીવન ઉપર છવાયેલું હતું. હવે મુસલમાનો એવી શક્તિના માલિક બની ગયા હતાં કે જે ધર્મ ઉપર તેઓ ઈમાન લાવ્યા હતાં તેની ઉપર કોઈપણ રોકટોક વિના જીવન જીવી શકે અને અન્ય કોઈ માન્યતા કે ધર્મ અથવા કાનૂનને તેમના જીવનના ક્ષેત્રમાં હસ્તક્ષેપ કરવા ન દે.

આ ઉપરાંત, આ થોડાક વર્ષોમાં ઈસ્લામી સિદ્ધાંત અને વિચારસરણી અનુસાર મુસલમાનોની પોતાની એક અલગ સભ્યતા અસ્તિત્ત્વમાં આવી ગઈ હતી જે જીવનની તમામ બાબતોમાં બીજાં કરતાં અલગ પોતાની એક આગવી હેસિયત ધરાવતી હતી. નીતિમત્તા, સામાજિક જીવન, સભ્યતા, દરેક વસ્તુમાં હવે મુસલમાનો બિનમુસ્લિમો કરતાં તદ્દન ભિન્ન હતાં. ઈસ્લામી કબજા હેઠળના તમામ પ્રદેશોમાં મસ્જિદોનું અને જમાઅત સાથે નમાઝનું તંત્ર સ્થપાઈ ગયું હતું. દરેક ગામ અને દરેક કબીલામાં ઈમામ નિમાયેલા હતાં. ઈસ્લામના દીવાની અને ફોજદારી કાયદાઓ મહદઅંશે વિગતવાર રીતે ઘડાઈ ચૂકયા હતાં અને તેમને અદાલતો દ્વારા લાગુ કરવામાં આવી રહ્યા હતાં. લેવડ-દેવડ અને ખરીદ- વેચાણના જૂના મામલાઓ બંધ થઈ ગયા હતાં અને નવી સુધારેલી પદ્ધતિઓ અમલમાં આવી ગઈ હતી. વારસાનો કાયમી કાનૂન બની ગયો હતો. લગ્ન અને છૂટાછેડાના નિયમો, પડદાનો હુકમ, પરવાનગી લેવાનો હુકમ, અને વ્યભિચાર અને તહોમતની સજાઓ અમલી બની જવાથી મુસલમાનોનું સામાજિક જીવન એક ખાસ માળખામાં ઢળી ગયું હતું. મુસલમાનોનું ઉઠવું-બેસવું, બોલચાલ, ખાનપાન, પહેરવેશ, રહેણીકરણી વગેરેની રીતો સુદ્ધાંએ પોતાનું એક અલગ સ્વરૂપ ધારણ કરી લીધું હતું. ઈસ્લામી જીવનના આવા સંપૂર્ણ ઘડતર પછી બિનમુસ્લિમ દુનિયા એ બાબતે સાવ હતાશ થઈ ગઈ હતી કે આ લોકો કે જેમની પોતાની એક અલગ સભ્યતા બની ગઈ છે, પછી કયારેય તેમની સાથે આવીને જોડાઈ જશે.

હુદૈબિયહની સંધિ પહેલાં સુધી મુસલમાનોના માર્ગમાં એક મોટી અડચણ એ હતી કે તેઓ કુરૈશના કાફિરો સાથેની એક સતત લડાઈમાં વ્યસ્ત રહ્યા હતાં અને તેમને તેમના સંદેશના વ્યાપને વિસ્તારવાની ફુરસદ મળતી ન હતી. આ અડચણને હુદૈબિયહના દેખીતા પરાજય અને વાસ્તવિક વિજયે દૂર કરી દીધી. આના કારણે તેમને રાજયની સીમાઓની અંદર શાંતિ પ્રાપ્ત થઈ, એટલું જ નહીં પણ એટલો સમય પણ મળી ગયો કે આજુબાજુના વિસ્તારોમાં ઈસ્લામના સંદેશને લઈને ફેલાઈ જાય. આમ, આનો શુભારંભ નબી સ.અ.વ.એ

ઈરાન, રોમ, મિસ્ર અને અરબસ્તાનના રાજાઓ અને ઉમરાવોને પત્રો લખીને કર્યો, અને તેની સાથે જ કબીલાઓ અને લોકોમાં મુસલમાનોના સંદેશવાહકો ખુદાના બંદાઓને તેના દીનની તરફ બોલાવવા માટે ફેલાઈ ગયાં.

**ચર્ચાના વિષયો :-**

જયારે સૂરઃ માઇદહ ઉતરી ત્યારે પરિસ્થિતિ ઉપર પ્રમાણે હતી. આ સૂરઃ નીચે દર્શાવેલા ત્રણ મુખ્ય વિષયોની બનેલી છે :

(૧) **મુસલમાનોના ધાર્મિક, સાંસ્કૃતિક અને રાજકીય જીવન વિષે વધારાના હુકમો અને સૂચનાઓ :-** આ બાબતમાં હજ્જ યાત્રાની વિધિઓ અને નીતિ-નિયમો નક્કી કરવામાં આવ્યાં. અલ્લાહના પ્રતીકોનો આદર અને કા'બાની ઝિયારતે આવતાં લોકોને નહીં અટકાવવાનો હુકમ આપવામાં આવ્યો, ખાવા-પીવાની વસ્તુઓમાં હલાલ અને હરામની ચોક્કસ સીમાઓ નક્કી કરી દેવામાં આવી અને જહાલતકાળના જાતે ઉપજાવી કાઢેલાં બંધનોને તોડી નાખવામાં આવ્યાં, ગ્રંથવાળાઓની સાથે ખાવા-પીવા તથા તેમની સ્ત્રીઓ સાથે લગ્ન કરવાની પરવાનગી આપવામાં આવી, વુઝૂ અને સ્નાન તથા તયમ્મુમના નિયમો નક્કી કરવામાં આવ્યાં, વિદ્રોહ, ફિત્ના-ફસાદ અને ચોરીની સજાઓ નક્કી કરવામાં આવી, દારૂ અને જુગારને સંપૂર્ણપણે હરામ ઠરાવવામાં આવ્યાં, સોગંદ તોડવા માટેનો કફ્ફારો (દંડ) નક્કી કરવામાં આવ્યો અને સાક્ષી આપવાના નિયમોમાં વધારાની કેટલીક કલમો ઉમેરવામાં આવી.

(૨) **મુસલમાનોને શિખામણ :-** હવે કેમકે મુસલમાનો શાસક વર્ગ બની ગયા હતાં, તેમના હાથમાં સત્તા હતી, જેનો નશો લોકો માટે મોટાભાગે ભટકી જવાનું કારણ બને છે, જુલમ સહન કરવાનો જમાનો સમાપ્તિના આરે હતો તથા આના કરતાં વધારે ભારે અજમાયશના યુગમાં તેઓ ડગ માંડી રહ્યા હતાં, એટલા માટે તેમને સંબોધીને વારંવાર શિખામણ આપવામાં આવી કે ન્યાય ઉપર કાયમ રહો, તમારા પુરોગામી ગ્રંથવાળાઓના વલણથી બચો, અલ્લાહના આજ્ઞાપાલન અને તેના હુકમોનું અનુસરણ કરવાનો જે વાયદો તેમણે કર્યો છે તેની ઉપર ચુસ્ત રીતે અમલ કરો, અને યહૂદી તથા ખ્રિસ્તીઓની જેમ તેનો ભંગ કરીને એ પરિણામથી બચો જેનો ભોગ તેઓ બન્યાં, પોતાના બધા જ વ્યવહારોના ફેંસલાંમાં અલ્લાહની કિતાબને વળગી રહો અને દંભનો માર્ગ અપનાવવાથી દૂર રહો.

(૩) **યહૂદીઓ અને ખ્રિસ્તીઓને શિખામણ :-** યહૂદીઓનું જોર હવે તૂટી ગયું હતું અને ઉત્તર અરબસ્તાનના લગભગ બધા જ યહૂદી ગામો મુસલમાનોના તાબા હેઠળ આવી ગયા હતાં. આ પ્રસંગે તેમને ફરીથી એકવાર એ ખોટું વલણ અપનાવવા સામે ચેતવવામાં આવ્યાં છે, અને તેમને સીધા માર્ગે આવી જવા માટે નિમંત્રણ આપવામાં આવ્યું છે. આ ઉપરાંત, હુદૈબિયહની સંધિના કારણે અરબસ્તાન અને તેને અડીને આવેલાં રાષ્ટ્રોમાં ઈસ્લામનો સંદેશ ફેલાવવાની તક ઊભી થઈ ગઈ હતી, એટલા માટે ખ્રિસ્તીઓને પણ વિગતવાર રીતે સંબોધન કરીને તેમની માન્યતાઓની ભૂલો જણાવવામાં આવી છે અને તેમને આ અરબી નબી ઉપર ઈમાન લાવવા માટે નિમંત્રણ આપવામાં આવ્યું છે. પાડોશી દેશોમાંથી જે રાષ્ટ્રો મૂર્તિપૂજક તેમજ અગ્નિપૂજક હતાં તેમને પ્રત્યક્ષ રીતે સંબોધન કરવામાં આવ્યું નથી કેમ કે તેમના માર્ગદર્શન માટે એ પ્રવચનો પૂરતા હતાં જે તેમના જેવા સમાન રીત-રિવાજ ધરાવતા આરબ મુશ્રિકોને સંબોધન કરતી વખતે મક્કામાં ઊતરી ચૂકયા હતાં.

| رُكُوعَاتُهَا ١٦ | سُوْرَةُ الْمَآئِدَةِ مَدَنِيَّةٌ | اٰيَاتُهَا ١٢٠ |
|---|---|---|
| રુકૂઅ : ૧૬ | સૂરઃ અલમાઇદહ, મદની | આયત : ૧૨૦ |

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اَوْفُوْا بِالْعُقُوْدِ ؕ اُحِلَّتْ لَكُمْ بَهِيْمَةُ الْاَنْعَامِ اِلَّا مَا يُتْلٰى عَلَيْكُمْ غَيْرَ مُحِلِّى الصَّيْدِ وَ اَنْتُمْ حُرُمٌ ؕ

**હે લોકો ! જે ઈમાન લાવ્યાં છો, બંધનોનું પૂરેપૂરું પાલન કરો.[૧] તમારા માટે ઢોરના પ્રકારના બધાં પશુઓ હલાલ કરવામાં આવ્યાં,[૨] એ સિવાય કે જે આગળ તમને જણાવવામાં આવશે. પરંતુ એહરામની હાલતમાં શિકારને તમારા માટે હલાલ ન કરી લો,[૩]**

(૧) એટલે કે એ મર્યાદાઓ અને બંધનોનું પાલન કરો જે આ સૂરઃ માં તમારી ઉપર લાગુ કરવામાં આવી રહ્યાં છે, અને જે ખુદાઈ કાનૂનમાં સામાન્ય રીતે તમારી ઉપર લાગુ કરવામાં આવ્યાં છે. આ ટૂંકા પ્રાસ્તાવિક કથન પછી જ એ બંધનોનું વર્ણન શરૂ થઈ જાય છે જેનું પાલન કરવાનો હુકમ આપવામાં આવ્યો છે.

(૨) "અન્આમ" **اَنعام** (ઢોર) શબ્દ અરબી ભાષામાં ઊંટ, ગાય, ઘેટાં અને બકરાં માટે બોલવામાં આવે છે અને **بهيمه** "બહીમહ" શબ્દ દરેક ચરતા ચોપગા જનાવરો માટે વપરાય છે. જો અલ્લાહતઆલાએ એમ કહ્યું હોત કે અન્આમ તમારા માટે હલાલ કરવામાં આવ્યાં તો આનાથી માત્ર એ જ ચાર પશુઓ હલાલ થાત જેમને અરબી ભાષામાં અન્આમ કહેવામાં આવે છે. પરંતુ હુકમ આ શબ્દોમાં આપવામાં આવ્યો છે કે ઢોરોના પ્રકારના ચરનારા ચોપગા પશુઓ તમારા માટે હલાલ કરવામાં આવ્યાં. આનાથી હુકમ વિસ્તૃત બની જાય છે અને એ તમામ ચરનારા પશુઓ તેની હેઠળ આવી જાય છે જે ઢોરના પ્રકારના હોય. એટલે કે જે ખરી ધરાવતાં ન હોય, ખોરાકમાં પશુઆહારને બદલે વનસ્પતિ જન્ય આહાર કરતાં હોય, અને પશુઓના બીજા ગુણોમાં અરબસ્તાનના ઢોરો સાથે સમાનતા ધરાવતાં હોય. આ ઉપરાંત, આના ઉપરથી એ વાત પણ સાંકેતિક રૂપમાં સ્પષ્ટ થાય છે કે એ ચોપગાં, જે ઢોરોથી વિરૂદ્ધ ખરી ધરાવતાં હોય અને બીજા પશુઓને મારીને ખાતાં હોય, હલાલ નથી. આ જ સંકેતને નબી સ.અ.વ.એ સ્પષ્ટ કરીને હદીસમાં સ્પષ્ટ હુકમ આપી દીધો કે શિકાર કરીને ખાનારાં જનાવર હરામ છે. આવી જ રીતે, નબી સ.અ.વ.એ એ પક્ષીઓને પણ હરામ ઠરાવ્યાં છે જેમના પંજાં હોય છે, નહોર હોય છે અને જે બીજા જનાવરોનો શિકાર કરીને ખાય છે અથવા મરેલું ખાનારાં છે. ઈબ્નેઅબ્બાસની રદિ. રિવાયત છે. '**نهى رسول الله صلى الله عليه وسلم عن كل ذى ناب من السباع و كل ذى مخلب من الطير**' બીજા ઘણાં સહાબીઓ પાસેથી પણ આના ટેકામાં રિવાયતો નોંધાયેલી છે.

(૩) **احرام** "અહરામ" એ ફકીરી પોશાકને કહેવામાં છે જે કા'બાની ઝિયારત વખતે પહેરવામાં

إِنَّ اللّٰهَ يَحْكُمُ مَا يُرِيْدُ ۝١ يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تُحِلُّوْا
شَعَآئِرَ اللّٰهِ وَلَا الشَّهْرَ الْحَرَامَ وَلَا الْهَدْيَ وَلَا الْقَلَآئِدَ

**નિઃશંક અલ્લાહ જે ઈચ્છે છે હુકમ આપે છે.[૪]**

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, ખુદાપરસ્તીના પ્રતીકોનો અનાદર ન કરો[૫] — ન તો હરામ મહિનાઓમાંથી કોઈને હલાલ ન કરી લો, ન તો કુરબાનીના પશુઓનો અનાદર કરો, ન તો એ પશુઓ ઉપર હાથ નાખો જેમની ગરદનોમાં માલિકની ભેટની નિશાની તરીકે પટ્ટા પહેરાવેલાં હોય,**

આવે છે. કા'બાની આસપાસ અમુક અંતર સુધી એક હદ નક્કી કરી દેવામાં આવી છે જેનાથી આગળ વધવાની કોઈપણ હાજીને પરવાનગી નથી જયાં સુધી તે તેનો સામાન્ય પહેરવેશ ઉતારીને એહરામનો પહેરવેશ ધારણ ન કરી લે. આ પહેરવેશમાં માત્ર એક લુંગી હોય છે, અને એક ચાદર હોય છે જે ઉપરથી વિંટાળવામાં આવે છે. આને એહરામ એટલા માટે કહેવામાં આવે છે કે તેને પહેર્યા પછી માણસ માટે એવી ઘણી વસ્તુઓ હરામ થઈ જાય છે જે સામાન્ય સ્થિતિમાં હલાલ છે. દા.ત. હજામત, સુગંધિત પદાર્થોનો ઉપયોગ, દરેક પ્રકારના સાજ-શણગાર તથા કામવાસના સંતોષવી વગેરે. આ જ બંધનોમાંથી એક બંધન આ પણ છે કે કોઈપણ જીવની હત્યા કરવામાં ન આવે, ન તો શિકાર કરવામાં આવે, અને ન તો કોઈને શિકાર ચીંધવામાં આવે.

(૪) એટલે કે અલ્લાહ એકમાત્ર હાકેમ સાર્વભૌમ સત્તા છે; તેને પૂરેપૂરો અધિકાર છે કે જે ચાહે તે હુકમ આપે. બંદાઓને તેના હુકમો સામે ચૂં કે ચાં કરવાનો કોઈ અધિકાર નથી. જો કે તેના તમામ હુકમો ડહાપણ અને લાભાલાભ ઉપર આધારિત છે પરંતુ એક મુસ્લિમ તેના હુકમનું પાલન એ રીતે નથી કરતો કે તે તેને વ્યાજબી જુએ છે અથવા લાભદાયી માને છે, બલ્કે તે એ કારણે તેનું પાલન કરે છે કે આ તેના માલિકનો હુકમ છે. જે વસ્તુ તેણે હરામ કરી દીધી છે તે માત્ર એટલા માટે હરામ છે કે તેણે હરામ કરેલી છે. અને આવી જ રીતે, જે વસ્તુ તેણે હલાલ કરી દીધી છે તે પણ બીજા કોઈ આધારે નહીં બલ્કે એ જ આધારે હલાલ છે કે જે ખુદા આ તમામ વસ્તુઓનો માલિક છે તે તેના બંદાઓને આ વસ્તુના ઉપયોગની પરવાનગી આપે છે. એટલા માટે કુર્આન ભારપૂર્વક આ નિયમ સ્થાપે છે કે વસ્તુઓના હલાલ કે હરામ હોવા માટે માલિકની પરવાનગી અને મનાઈ સિવાય બીજા કોઈ આધારની સહેજે જરૂર નથી, અને આવી જ રીતે માણસ માટે કોઈપણ કામના કાયદેસર કે ગેરકાયદેસર હોવાનો આધાર પણ આ સિવાય બીજો કોઈ નથી કે ખુદા જે વસ્તુને કાયદેસર રાખે તે કાયદેસર છે અને જેને ગેરકાયદેસર ઠરાવી દે તે ગેરકાયદેસર.

(૫) એ દરેક વસ્તુ, કે જે કોઈ પંથ અથવા માન્યતા અથવા આચાર અને વિચારની શૈલી અથવા કોઈ જીવનવ્યવસ્થાનું પ્રતિનિધિત્વ કરતી હોય, તે "પ્રતીક" ("**شعار** શિઆર") કહેવાશે, કેમ કે તે તેના માટે નિશાનીનું કામ કરે છે. સરકારી ધ્વજો, લશ્કર અને પોલીસ વગેરેના ગણવેશ, સિકકા, ચલણી નોટો અને સ્ટેમ્પ પેપર, રાજયોના પ્રતીકો છે અને તે તેના શાસન હેઠળની પ્રજા પાસેથી, બલ્કે જેની જેની ઉપર તેની સત્તા ચાલે, તે સૌની પાસેથી તેનો આદર કરવાનો તકાદો કરે છે. દેવળ, વેદી અને ક્રોસ, એ ખ્રિસ્તી ધર્મના પ્રતીકો છે. ચોટલી,

وَ لَآ آٰمِّيْنَ الْبَيْتَ الْحَرَامَ يَبْتَغُوْنَ فَضْلًا مِّنْ رَّبِّهِمْ وَ رِضْوَانًاؕ وَ اِذَا حَلَلْتُمْ فَاصْطَادُوْاؕ وَ لَا يَجْرِمَنَّكُمْ شَنَاٰنُ

**ન તો એ લોકોને સતાવો કે જે તેમના માલિકની કૃપા અને પ્રસન્નતાની શોધમાં આદરણીય ઘર (કા'બા) તરફ જઈ રહ્યાં હોય.[૬] હા, જ્યારે એહરામની હાલત સમાપ્ત થઈ જાય ત્યારે તમે શિકાર કરી શકો છો[૭] — અને જુઓ, એક જૂથે જે તમારા માટે મસ્જિદેહરામનો માર્ગ બંધ કરી દીધો છે તો આ બાબતે તમારો ગુસ્સો**

જનોઈ અને મંદિર એ બ્રાહ્મણધર્મના પ્રતીકો છે. કેશ, કડો અને કિરપાણ વગેરે શીખ ધર્મના પ્રતીકો છે. હથોડો અને દાતરડું એ સામ્યવાદના પ્રતીકો છે. સ્વસ્તિક આર્યવંશવાદનો પ્રતીક છે. આ તમામ પંથો પોતપોતાના અનુયાયીઓ પાસેથી તેમના આ પ્રતીકોના આદરનો આગ્રહ રાખે છે. જો કોઈ માણસ કોઈ વ્યવસ્થાના પ્રતીકોમાંથી કોઈ પ્રતીકનું અપમાન કરે તો આ વસ્તુ સૂચવે છે કે હકીકતમાં તે એ વ્યવસ્થા પ્રત્યે દુશ્મનાવટ ધરાવે છે, અને જો તે અપમાન કરનાર પોતે એ વ્યવસ્થા સાથે સંબંધ ધરાવતો હોય તો તેનું આ કૃત્ય તેની વિચારધારાથી ફરી જવા તેમજ વિદ્રોહ કરવા સમાન છે.

"શઆઈરલ્લાહ" **شعاءرالله** નો અર્થ એ તમામ પ્રતીકો અથવા નિશાનીઓ છે જે શિર્ક અને કુફ્ર તથા નાસ્તિકતાની સામે શુદ્ધ ખુદાપરસ્તીના ધર્મનું પ્રતિનિધિત્વ કરતી હોય. આવા પ્રતીકો જ્યાં જ્યાં પણ જે પંથ અથવા જે વ્યવસ્થામાં જોવા મળે, મુસલમાનો તેમનો આદર કરવા માટે બંધાયેલાં છે, એ શરતે કે તેની પાછળની માનસિકતા શુદ્ધ ખુદાપરસ્તીની હોય, કોઈ શિર્કયુકત અથવા કુફ્રયુકત કલ્પનાની ગંદકીથી તેમને અશુદ્ધ કરી દેવામાં આવેલી ન હોય. કોઈપણ માણસ, પછી તે બિનમુસ્લિમ જ કેમ ન હોય, જો પોતાની માન્યતા અને આચરણમાં એક ખુદાની બંદગી તથા પૂજાનો જરાપણ અંશ ધરાવતો હોય, તો એ અંશની હદ સુધી, મુસલમાનો તેની સાથે સહયોગ કરશે અને એ પ્રતીકોનો પણ પૂરેપૂરી રીતે આદર કરશે જે તેના ધર્મમાં શુદ્ધ ખુદાપરસ્તીના પ્રતીકો હોય. આ બાબતમાં તેમની અને આપણી વચ્ચે કોઈ વિવાદ નથી બલ્કે સુસંગતતા છે. જે વિવાદ છે તે આ વાતમાં નથી કે તે ખુદાની બંદગી કેમ કરે છે, બલ્કે એ વાતમાં છે કે તે ખુદાની બંદગીની સાથે બીજી બંદગીઓની ભેળસેળ શા માટે કરે છે.

અત્રે એ યાદ રાખવું જોઈએ કે અલ્લાહના પ્રતીકોનો આદર કરવાનો આ હુકમ એ સમયે આપવામાં આવ્યો હતો જ્યારે મુસલમાનો અને અરબસ્તાનના મુશ્રિકો વચ્ચે યુદ્ધની સ્થિતિ પ્રવર્તતી હતી, મક્કા ઉપર મુશ્રિકોનો કબજો હતો, અરબસ્તાનના દરેક ભાગમાં મુશ્રિક કબીલાઓના લોકો હજ્જ અને ઝિયારત માટે કા'બા ભણી જતા હતાં અને અનેક કબીલાઓના રસ્તા મુસલમાનોની પહોંચમાં હતાં. આ એ વખતે હુકમ આપવામાં આવ્યો કે, આ લોકો ભલે મુશ્રિક રહ્યાં, તમારી અને તેમની વચ્ચે ભલે યુદ્ધની સ્થિતિ હોય, પરંતુ જ્યારે આ લોકો ખુદાના ઘરની તરફ જાય છે ત્યારે તેમને હેરાન ન કરો, હજ્જના મહિનાઓમાં તેમની ઉપર હુમલો ન કરો, ખુદાના દરબારમાં ચઢાવવા માટે જે જનાવર આ લોકો લઈ જઈ રહ્યાં હોય તેને લૂંટી ન લો, કેમ કે તેમના દૂષિત

قَوۡمٍ اَنۡ صَدُّوۡكُمۡ عَنِ الۡمَسۡجِدِ الۡحَرَامِ اَنۡ تَعۡتَدُوۡا ۘ وَ تَعَاوَنُوۡا
عَلَى الۡبِرِّ وَ التَّقۡوٰى ۖ وَلَا تَعَاوَنُوۡا عَلَى الۡاِثۡمِ وَ الۡعُدۡوَانِ ۖ وَ اتَّقُوا اللّٰهَ ؕ
اِنَّ اللّٰهَ شَدِيۡدُ الۡعِقَابِ ۝٢ حُرِّمَتۡ عَلَيۡكُمُ الۡمَيۡتَةُ وَ الدَّمُ
وَ لَحۡمُ الۡخِنۡزِيۡرِ وَمَاۤ اُهِلَّ لِغَيۡرِ اللّٰهِ بِهٖ وَالۡمُنۡخَنِقَةُ وَالۡمَوۡقُوۡذَةُ
وَالۡمُتَرَدِّيَةُ وَالنَّطِيۡحَةُ وَمَاۤ اَكَلَ السَّبُعُ اِلَّا مَا ذَكَّيۡتُمۡ ۚ

**તમને એટલા ઉશ્કેરી ન કરી દે કે તમે પણ તેમની સામે ગેરવ્યાજબી અતિરેક કરવા માંડો.[૮] નહીં! જે કામો નેકી અને સંયમના છે તેમાં સૌની સાથે સહયોગ કરો, અને જે ગુના અને અત્યાચારના કામો છે તેમાં કોઈની સાથે સહયોગ ન કરો. અલ્લાહથી ડરો, તેની સજા ઘણી આકરી છે.**

**તમારા માટે હરામ કરવામાં આવ્યું મરેલું,[૯] લોહી, ડુક્કરનું માંસ, એ પશુ જે અલ્લાહ સિવાય કોઈ બીજાના નામે ઝબેહ કરવામાં આવ્યું હોય,[૧૦] તે જે ગળું ટૂંપાઈને, અથવા ઘાયલ થઈને અથવા ઊંચેથી પટકાઈને, અથવા ભટકાઈને મૃત્યુ પામ્યું હોય, અથવા જેને કોઈ હિંસક પ્રાણીએ ફાડી ખાધું હોય — એ સિવાય કે જેને તમે જીવતું જોઈને ઝબેહ કરી લીધું[૧૧] —**

ધર્મમાં ખુદાપરસ્તીનો જેટલો પણ ભાગ બાકી છે તે પોતે આદરને પાત્ર છે, નહીં કે અપમાનને પાત્ર.

(૬) "શઆઇરલ્લાહ" **شعاءرالله** નો આદર કરવાનો સામાન્ય હુકમ આપી દીધા પછી હવે કેટલાક પ્રતીકોના નામ લઈને તેમનો આદર કરવાનો વિશેષરૂપે હુકમ આપવામાં આવ્યો કેમ કે એ વખતે યુદ્ધની પરિસ્થિતિના કારણે એવો ભય ઊભો થઈ ગયો હતો કે લડાઈના ઉત્સાહમાં કયાંક મુસલમાનોના હાથે તેમનો અનાદર ન થઈ જાય. આવા કેટલાક પ્રતીકોનાં નામ જણાવવાનો આશય આ નથી કે માત્ર આ જ પ્રતીકો આદરને પાત્ર છે.

(૭) એહરામ પણ આ શઆઈરલ્લાહમાંથી એક છે, અને તેના બંધનોમાંથી કોઈપણ બંધનનો ભંગ કરવો તેનો અનાદર કરવા સમાન છે. એટલા માટે શઆઈરલ્લાહની સાથે તેનો પણ ઉલ્લેખ કરી દેવામાં આવ્યો કે જયાં સુધી તમે એહરામની હાલતમાં હોવ, શિકાર કરવો ખુદાપરસ્તીના પ્રતીકોમાંથી એક પ્રતીકનો અનાદર કરવો છે. અલબત્ત, જયારે શરીઅતના કાયદા અનુસાર એહરામની હદ પૂરી થઈ જાય ત્યારે શિકાર કરવાની છૂટ છે.

(૮) કેમ કે કાફિરોએ એ વખતે મુસલમાનોને કા'બાની ઝિયારત કરવાથી અટકાવી દીધેલાં હતાં અને અરબસ્તાનના પ્રાચીન નિયમની વિરૂદ્ધ હજજ સુદ્ધાંથી મુસલમાનોને વંચિત કરી દીધા હતાં, એટલા માટે મુસલમાનોમાં એવો મત ઊભો થયો કે જે કાફિર કબીલાઓના રસ્તા ઈસ્લામી કબજા હેઠળના વિસ્તારોની

وَمَا ذُبِحَ عَلَى النُّصُبِ وَاَنْ تَسْتَقْسِمُوْا بِالْاَزْلَامِ ؕ

**અને એ જે કોઈ વેદી[૧૨] ઉપર ઝબેહ કરવામાં આવ્યું હોય.[૧૩] આ ઉપરાંત આ પણ તમારા માટે હરામ છે કે પાસાં વડે તમારું ભાગ્ય જાણો.[૧૪]**

નજીકથી પસાર થાય છે તેમને આપણે પણ હજ્જ કરવાથી રોકી દઈએ અને હજ્જના સમયગાળામાં એમના કાફલાઓ ઉપર ધાડ પાડવાનું શરૂ કરીએ. પરંતુ અલ્લાહતઆલાએ આ આયત ઊતારીને તેમને આ ઈરાદાથી દૂર રાખ્યાં.

(૯) એટલે કે એ જનાવર જે કુદરતી મોતે મરી ગયું હોય.

(૧૦) એટલે કે જેને ઝબેહ કરતી વખતે, તેની ઉપર ખુદા સિવાય અન્ય કોઈનું નામ લેવામાં આવ્યું હોય અથવા જેને ઝબેહ કરતાં પહેલાં એવો ઈરાદો કર્યો હોય કે આ ફલાણા બુઝુર્ગ અથવા ફલાણા દેવી-દેવતાને ભેટ ધરેલું છે. (જુઓ સૂરઃ બકરહ, નોંધ ક્રમાંક-૧૭૧)

(૧૧) એટલે કે જે જનાવર ઉપર દર્શાવેલા અકસ્માતોમાંથી કોઈ અકસ્માતનો ભોગ બનવા છતાં હજુ મર્યો ન હોય બલ્કે જીવતા હોવાના સંકેત તેની અંદર દેખાતાં હોય તો તેને જો ઝબેહ કરી લેવામાં આવે તો ખાઈ શકાય છે. આના ઉપરથી એ પણ જણાયું કે હલાલ જનાવરનું માંસ માત્ર ઝબેહ કરવાથી જ હલાલ બને છે, બીજી કોઈ રીતે તેને મારવાનું યોગ્ય નથી. આ ઝિબહ તથા ઝકાત ઈસ્લામના વિશિષ્ટ પારિભાષિક શબ્દો છે. આનો અર્થ ગળાનો એટલો ભાગ કાપવાનો છે કે જેનાથી શરીરનું લોહી સારી રીતે વહી જાય. ઝાટકો મારીને અથવા ગળું ટૂંપીને અથવા બીજી કોઈ રીતે જનાવરને મારવાથી એ નુકસાન થાય છે કે લોહીનો મોટો ભાગ શરીરની અંદર જ રોકાઈ રહે છે, બહાર નીકળતો નથી, અને તે જગ્યાએ થીજી જઈને માંસની સાથે ચોંટી જાય છે. આનાથી વિરૂદ્ધ, તેને ઝબેહ કરવામાં આવે તો મગજની સાથે શરીરનો સંબંધ લાંબા સમય સુધી ચાલૂ રહે છે જેના કારણે નસેનસનું લોહી ખેંચાઈને બહાર આવી જાય છે અને આવી રીતે આખા શરીરનું માંસ લોહીથી મુકત બની જાય છે. લોહી વિષે હમણાં આગળ ઉપર આ વાત આવી ગઈ છે કે તે હરામ છે. એટલા માટે માંસના શુદ્ધ અને હલાલ હોવા માટે એ જરૂરી છે કે લોહી તેમાંથી અલગ થઈ જાય.

(૧૨) આયતમાં **نُصُب** ''નુસુબ'' શબ્દનો ઉપયોગ થયો છે. આનો અર્થ એ તમામ સ્થાનકો છે જેમને ખુદા સિવાયની હસ્તીઓ માટે ભેટ-સોગાદ ચઢાવવા માટે લોકોએ વિશિષ્ટ કરી લીધાં હોય, ભલે પછી ત્યાં કોઈ પથ્થર કે લાકડાની મૂર્તિ હોય કે ન હોય. આપણે ત્યાં આનો સમાનાર્થી શબ્દ ઉર્દૂમાં ''આસ્તાના'' અને ગુજરાતીમાં ''સ્થાનક'' છે જે કોઈ બુઝુર્ગ અથવા દેવી-દેવતા સાથેની કોઈ ખાસ શિર્કયુકત માન્યતા સાથે જોડાયેલું હોય.

(૧૩) અત્રે આ વાત પણ બરાબર સમજી લેવી જોઈએ કે ખાવા-પીવાની વસ્તુઓમાં હલાલ અને હરામના જે બંધનો શરીઅત દ્વારા લાગુ કરવામાં આવે છે તેમનો મૂળ આધાર એ વસ્તુઓના આરોગ્યના ફાયદા કે નુકસાન નથી હોતાં બલ્કે તેમના નૈતિક ફાયદા અને નુકસાન હોય છે. જયાં સુધી ભૌતિક બાબતોનો સંબંધ છે, અલ્લાહતઆલાએ તેમને મનુષ્યના પોતાના પ્રયત્નો, શોધખોળ અને સંશોધન પર છોડી દીધી છે. એ શોધી કાઢવું માણસનું પોતાનું કામ છે કે ભૌતિક વસ્તુઓમાંથી કઈ વસ્તુઓ તેના શરીરને તંદુરસ્ત આહાર પૂરૂં પાડનારી

છે અને કઈ વસ્તુઓ આહારમાં ગેરલાભ કરનારી અને નુકસાન પહોંચાડનારી છે. શરીઅત આ બાબતોમાં તેમનું માર્ગદર્શન કરવાની જવાબદારી પોતાના શિરે લેતી નથી. જો આ કામ તેણે પોતાને શિરે લીધું હોત તો સૌથી પહેલાં ઝેરને હરામ કર્યું હોત. પરંતુ તમે જુઓ જ છો કે કુર્આન અને હદીસમાં તેનું અથવા એ બીજી વસ્તુઓ અને મિશ્રણો કે જે માણસ માટે ભારે ઘાતક છે, તેમનો કયાંય ઉલ્લેખ નથી. શરીઅત ખોરાકની બાબતમાં જે વસ્તુને સ્પષ્ટ કરે છે તે હકીકતમાં તેનું એ પાસું છે કે કયા ખોરાકની માણસની નીતિમત્તા ઉપર શી અસર પડે છે, અને કયો ખોરાક મનની શુદ્ધતાની દ્રષ્ટિએ કેવો છે, અને ખોરાક પ્રાપ્ત કરવાની રીતોમાંથી કઈ રીતો માન્યતા અને વિચારસરણીની હેસિયતથી ઉચિત કે અનુચિત છે. કેમ કે આ બધાની ચકાસણી કરવાનું કામ માણસની શક્તિ બહારનું છે અને તેમને શોધવા માટેના સાધનો માણસ પાસે છે જ નહીં, અને આના કારણે માણસે મોટાભાગે આ બાબતમાં ભૂલો કરી છે. આથી, શરીઅત માત્ર આ જ બાબતોમાં તેનું માર્ગદર્શન કરે છે કે જે તેણે હરામ ઠરાવી છે, તે એટલા માટે હરામ ઠરાવી છે કે કાં તો નીતિમત્તા ઉપર તેની ખરાબ અસર પડે છે અથવા તે શુદ્ધતાની વિરૂદ્ધ છે અથવા તેનો સંબંધ કોઈ દૂષિત માન્યતા સાથે છે. આનાથી ઊલટું, જે વસ્તુઓને હલાલ ઠરાવી છે તેમના હલાલ હોવાનું કારણ આ છે કે તે આ દૂષણોમાંથી કોઈ દૂષણ પોતાની અંદર ધરાવતી નથી.

અત્રે પ્રશ્ન કરી શકાય કે ખુદાએ આપણને આ વસ્તુઓના હરામ હોવા માટેના કારણો કેમ સમજાવ્યાં નથી કે જેથી આપણને સમજણ પડી જાત. આનો જવાબ આ છે કે, આના કારણોને સમજવાનું આપણા માટે શકય નથી. દા.ત. લોહી, ભૂંડનું માંસ અથવા મરેલું ખાવાથી આપણા નૈતિક ગુણોમાં કઈ ખરાબીઓ પેદા થાય છે, કેટલા પ્રમાણમાં અને કેવી રીતે પેદા થાય છે તેની ચકાસણી આપણે કોઈ રીતે કરી શકીએ તેમ નથી કારણ કે નીતિમત્તાને માપવા અને તોલવા માટેના સાધનો આપણી પાસે નથી. ધારો કે જો તેની ખરાબ અસરોનું વર્ણન કરી પણ દેવામાં આવ્યું હોત તો શંકા કરનાર માણસ લગભગ એ જ જગ્યાએ હોત જે જગ્યાએ તે અત્યારે છે કેમ કે તે આ કથનના સાચા કે ખોટા હોવાની ચકાસણી કઈ રીતે કરત ? એટલા માટે અલ્લાહતઆલાએ હલાલ અને હરામના બંધનોના પાલનનો આધાર ઈમાન ઉપર રાખી દીધો છે. જે માણસ આ બાબતમાં સંતુષ્ટ થઈ જાય કે આ ગ્રંથ અલ્લાહની કિતાબ છે તથા આ રસૂલ અલ્લાહનો પયગમ્બર છે, અને અલ્લાહ સર્વજ્ઞ અને ડહાપણવાળો છે, ત્યારે તે તેની નક્કી કરેલી મર્યાદાઓનું પાલન કરશે, ભલે પછી તેની પાછળનો આશય તેને સમજાય કે ન સમજાય, અને જે માણસ આ મૂળભૂત માન્યતા ઉપર જ સંતુષ્ટ ન હોય, તેના માટે પછીથી કોઈ રસ્તો રહેતો નથી કે જે વસ્તુઓના દૂષણો મનુષ્યની જાણ હેઠળ આવી ગયાં છે માત્ર તેમનાથી દૂર રહે અને જેમના દૂષણો તેની જાણકારીમાં આવી શકયાં નથી તેમના નુકસાનોનો ભોગ બનતો રહે.

(૧૪) આ આયતમાં જે વસ્તુને હરામ કરવામાં આવી છે તેના ત્રણ મુખ્ય પ્રકારો દુનિયામાં જોવા મળે છે અને આયતનો હુકમ આ ત્રણેયને આવરી લે છેઃ

(૧) શિર્કયુકત જ્યોતિષ વિદ્યા દ્વારા ગેબની વાતો જાણવી કે જેમાં કોઈ એક દેવી અથવા દેવતા પાસેથી ભાગ્યનો ફેંસલો પૂછવામાં આવે છે, અથવા ગેબની ખબર પૂછવામાં આવે છે, અથવા પરસ્પરના ઝઘડાંમાં પતાવટ કરાવવામાં આવે છે. મક્કાના મુશ્રિકોએ આના માટે કા'બાની અંદર હુબલ દેવતાની મૂર્તિ નિર્ધારિત કરી દીધી હતી. તેના સ્થાનકમાં સાત તીર રાખવામાં આવ્યા હતાં જેમની ઉપર જુદા-જુદા શબ્દો અને વાકયો કોતરેલા હતાં. જયારે કોઈ કામ કરવાનો કે ન કરવાનો પ્રશ્ન ઊભો થાય, અથવા ખોવાયેલી વસ્તુની ભાળ મેળવવી હોય, અથવા ખૂનના ખટલાનો ચુકાદો જોઈતો હોય, ટૂંકમાં ગમે તે કામ હોય, તો તેના માટે હુબલના

ذٰلِكُمْ فِسْقٌ ۭ اَلْيَوْمَ يَىِٕسَ الَّذِيْنَ كَفَرُوْا مِنْ دِيْنِكُمْ فَلَا تَخْشَوْهُمْ وَاخْشَوْنِ ۭ اَلْيَوْمَ اَكْمَلْتُ لَكُمْ دِيْنَكُمْ وَاَتْمَمْتُ عَلَيْكُمْ نِعْمَتِيْ وَرَضِيْتُ لَكُمُ الْاِسْلَامَ دِيْنًا ۭ فَمَنِ

**આ બધા દુરાચારના કૃત્યો છે. આજે કાફિરોને તમારા દીન તરફથી સંપૂર્ણ નિરાશા થઈ ગઈ છે એટલા માટે તમે તેમનાથી ડરો નહીં પરંતુ મારાથી ડરો.[૧૫] આજે મેં તમારા દીનને તમારા માટે પૂર્ણ કરી દીધો છે અને મારી કૃપા તમારી ઉપર પરિપૂર્ણ કરી દીધી છે અને તમારા માટે ઈસ્લામને તમારા દીન તરીકે પસંદ કરી લીધો છે. (એટલા માટે હરામ અને હલાલના જે બંધનો તમારી ઉપર મૂકવામાં આવ્યાં છે તેમનું પાલન કરો.)[૧૬] અલબત્ત, જે માણસ**

પૂજારીની પાસે પહોંચી જતાં અને તેની સામે ભોગ ધરતાં અને હુબલને પ્રાર્થના કરતાં કે, અમારા આ મામલાનો ફેંસલો કરી આપે. પછી પૂજારી આ તીરો વડે ભવિષ્ય ભાખતો અને જે તીર પણ ખેંચતાં નીકળે તેની ઉપર લખેલાં શબ્દોને હુબલનો ફેંસલો માનવામાં આવતો હતો.

(૨) અંધશ્રદ્ધા આધારિત જ્યોતિષ વિદ્યા કે જેમાં જીવનના મામલાઓનો ફેંસલો બુદ્ધિ અને વિચાર વડે કરવાને બદલે કોઈ વહેમ કે કાલ્પનિક વસ્તુ, અથવા કોઈ સાંયોગિક વસ્તુ વડે કરવામાં આવે, અથવા ભાગ્યની સ્થિતિ એવા સાધન વડે જાણવાનો પ્રયાસ કરવામાં આવે કે જેમાં ગેબની વાતો જાણવા માટેના સાધન વિષે કોઈ વૈજ્ઞાનિક પુરાવો ન હોય. આંકડા અને લીટીઓ, જ્યોતિષશાસ્ત્ર,જફર, વિવિધ પ્રકારના શુકન અને નક્ષત્રો અને ગેબી વાતો જાણવાની અસંખ્ય રીતોનો સમાવેશ આ પ્રકારમાં થાય છે.

(૩) જુગાર જેવી એ તમામ રમતો અને કામો કે જેમાં વસ્તુઓની વહેંચણીનો આધાર હક્કો, સેવાઓ અને તર્કસંગત ફેંસલાઓ ઉપર રાખવાને બદલે માત્ર કોઈ સાંયોગિક વાત ઉપર રાખવામાં આવે. દા.ત. લોટરી. આમાં અચાનક કોઈ માણસનું નામ નીકળી આવે છે અને હજારો માણસોના ખિસ્સામાંથી નીકળેલાં પૈસા એ માણસના ખિસ્સામાં જતાં રહે છે. અથવા જ્ઞાનની દ્રષ્ટિએ તો કોઈ કોયડાના અનેક ઉકેલ સાચાં હોઈ શકે પરંતુ ઈનામ માત્ર એ માણસને મળે છે કે જેનો ઉકેલ કોઈ તર્કસંગત પ્રયાસના આધારે નહીં પરંતુ માત્ર સાંયોગિક રીતે એ ઉકેલને અનુરૂપ નીકળી આવ્યો હોય જે કોયડો રચનાર માણસની પેટીમાં બંધ હોય.

આ ત્રણેય પ્રકારોને હરામ ઠરાવી દીધાં બાદ ચિઠ્ઠીઓ કાઢવાની માત્ર એ સાદી રીતને ઈસ્લામમાં યોગ્ય ગણવામાં આવી છે કે જેમાં બે સરખાં કાયદેસર કામો અથવા બે સરખાં હક્કોની વચ્ચે ફેંસલો કરવો હોય. દા.ત. એક વસ્તુ ઉપર બે વ્યક્તિઓનો હક્ક બીજીબધી રીતે સમાન હોય, અને ફેંસલો કરનારી વ્યક્તિ પાસે આમાંથી કોઈને પણ પસંદગી આપવાનું કોઈ તર્કસંગત કારણ ન હોય અને એ બંનેમાંથી કોઈ પણ પોતાનો હક્ક જતો કરવા માટે તૈયાર ન હોય, આ સ્થિતિમાં તેમની રાજીખુશીથી ચિઠ્ઠીઓ ઉપાડવા ઉપર ફેંસલાનો આધાર રાખી શકાય. અથવા, દા.ત., બે કામ સમાન રીતે સાચાં હોય અને તર્કની દ્રષ્ટિએ આ બંને કામો વચ્ચે અવઢવ હોય કે

اضْطُرَّ فِيْ مَخْمَصَةٍ غَيْرَ مُتَجَانِفٍ لِّاِثْمٍ ۙ فَاِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ③ يَسْـَٔلُوْنَكَ مَاذَآ اُحِلَّ لَهُمْ ؕ قُلْ اُحِلَّ لَكُمُ الطَّيِّبٰتُ ۙ

**ભૂખથી લાચાર બનીને આમાંથી કોઈ વસ્તુ ખાઈ લે, એ સિવાય કે તે ગુનો કરવા તરફ વલણ ધરાવતો હોય તો નિઃશંક અલ્લાહ માફ કરનાર અને દયાળુ છે.[૧૭]**

**લોકો પૂછે છે કે તેમના માટે શું હલાલ કરવામાં આવ્યું છે, કહો તમારા માટે બધી જ પાક વસ્તુઓ હલાલ કરી દેવામાં આવી છે.[૧૮]**

આમાંથી કયું કામ કરવું. આવી સ્થિતિમાં જરૂર લાગે તો ચિઠ્ઠીઓ ઉપાડી શકાય છે. નબી સ.અ.વ. સામાન્ય રીતે એવા સમયે આ રીત અપનાવતા હતાં જયારે બે સમાન હક્ક ધરાવતી વ્યક્તિઓ વચ્ચે એકને પસંદગી આપવાની જરૂર ઊભી થતી હતી અને આપને એવો ડર રહેતો હતો કે જો આપ પોતાની રીતે એકને પસંદગી આપશો તો બીજાનું મનદુઃખ થશે.

**(૧૫)** ''આજે'' નો અર્થ કોઈ ખાસ દિવસ કે તારીખ નથી બલ્કે એ સમયગાળો કે જમાનો છે જેમાં આ આયતો ઊતરી હતી. આપણી ભાષામાં પણ ''આજ'' શબ્દનો ઉપયોગ વર્તમાનકાળ માટે સામાન્ય રીતે બોલવામાં આવે છે.

કાફિરોને તમારા દીન તરફથી નિરાશા થઈ ગઈ છે. એટલે કે હવે તમારો દીન એક કાયમી વ્યવસ્થા બની ગયો છે અને પોતાની શાસકીય સત્તા સાથે અમલી બની ગયો છે. કાફિરો, કે જે અત્યાર સુધી તેની સ્થાપનામાં અવરોધો નાખી રહ્યાં છે, હવે આ બાબતે નિરાશ થઈ ગયાં છે કે તેઓ આને નષ્ટ કરી શકશે અને તમને ફરીથી અગાઉની અજ્ઞાનતા તરફ પાછા લઈ જઈ શકશે. એટલા માટે તમે તેમનાથી ન ડરો બલ્કે મારાથી ડરો. એટલે કે હવે આ દીનના હુકમો અને તેની સૂચનાઓ ઉપર અમલ કરવામાં કોઈ કાફિર શક્તિના વર્ચસ્વ અને કોપ-પ્રકોપ તથા હસ્તક્ષેપનો કોઈ ભય તમારા માટે રહ્યો નથી. લોકોથી ડરવા માટે હવે કોઈ કારણ નથી રહ્યું. હવે તમારે ખુદાથી ડરવું જોઈએ કેમ કે તેના હુકમોના પાલનમાં જો કોઈ ભૂલચૂક તમે કરી તો તમારી પાસે કોઈ એવું બહાનું નહીં હોય કે જેના આધારે તમારી સાથે કોઈપણ જાતની નરમી દાખવવામાં આવે. હવે ખુદાઈ શરીઅતનો ભંગ કરવાનો અર્થ આ નહીં થાય કે તમે બીજાઓના પ્રભાવ હેઠળ લાચાર છો, બલ્કે આનો સ્પષ્ટ અર્થ આ થશે કે તમે ખુદાનું આજ્ઞાપાલન કરવા માગતા નથી.

**(૧૬)** દીનને પૂર્ણ કરી દેવાનો અર્થ તેને એક વિચાર અને અમલીકરણની કાયમી વ્યવસ્થા તથા એક એવી સંપૂર્ણ સભ્ય સાંસ્કૃતિક વ્યવસ્થા બનાવી દેવાનો છે કે જેમાં જીવનનાં તમામેતમામ પ્રશ્નોનો જવાબ સૈદ્ધાંતિક રીતે અથવા વિગતવાર રીતે હોય, અને સૂચનાઓ અને માર્ગદર્શન મેળવવા માટે કોઈપણ સ્થિતિમાં એનાથી બહાર જવાની જરૂર ન પડે. નિયામત પૂર્ણ કરવાનો અર્થ માર્ગદર્શનની નિયામત પૂર્ણ કરવાનો છે. અને ઈસ્લામને દીનની હેસિયતથી સ્વીકાર કરવાનો અર્થ આ છે કે, તમે મારું આજ્ઞાપાલન અને બંદગી અપનાવવાનો જે એકરાર કર્યો હતો તેને જયારે તમે તમારા પ્રયાસો અને અમલ દ્વારા સાચો તથા નિખાલસ

وَمَا عَلَّمۡتُمۡ مِّنَ الۡجَوَارِحِ مُكَلِّبِيۡنَ تُعَلِّمُوۡنَهُنَّ مِمَّا عَلَّمَكُمُ
اللّٰهُ‌ فَكُلُوۡا مِمَّاۤ اَمۡسَكۡنَ عَلَيۡكُمۡ وَاذۡكُرُوا اسۡمَ اللّٰهِ

**અને જે શિકારી જનાવરોને તમે કેળવ્યાં હોય — જેમને અલ્લાહે આપેલા જ્ઞાનના આધારે તમે શિકારની તાલીમ આપતાં હોવ છો — તે જે જનાવરને તમારા માટે પકડી રાખે તેને પણ તમે ખાઈ શકો છો,[૧૯] અલબત્ત તેની ઉપર અલ્લાહનું નામ**

એકરાર પુરવાર કરી દીધો છે ત્યારે મેં તેને સ્વીકૃતિ આપી દીધી છે. અને તમને એવી સ્થિતિમાં પહોંચાડી દીધાં છે કે હવે વાસ્તવમાં મારા સિવાય બીજા કોઈના આજ્ઞાપાલન અને બંદગીની ધૂંસરી તમારી ગરદનો ઉપર રહી નથી. હવે જેવી રીતે શ્રદ્ધામાં તમે મને સમર્પિત છો (મુસ્લિમ છો) એવી જ રીતે વ્યવહારિક જીવનમાં પણ મારા સિવાય બીજા કોઈના મુસ્લિમ બનીને રહેવા માટે હવે કોઈ લાચારી તમારા માટે રહી નથી. આ ઉપકારોનો ઉલ્લેખ કર્યા પછી અલ્લાહતઆલા મૌન ધારણ કરે છે પરંતુ પ્રવચનની શૈલી ઉપરથી આપોઆપ આ વાત નીકળી આવે છે કે જયારે આ ઉપકારો મેં તમારી ઉપર કર્યા છે ત્યારે તેનો તકાદો આ છે કે હવે મારા કાનૂનની હદો ઉપર મક્કમ રહેવામાં તમારા તરફથી કોઈપણ ઢીલ થવી જોઈએ નહીં.

આધારભૂત રિવાયતો ઉપરથી જણાય છે કે આ આયત હજજતુલવિદાઅ પ્રસંગે હિજરી સન ૧૦ માં ઊતરી હતી. પરંતુ જે સંદર્ભમાં આ આયત ઊતરી છે તે હુદૈબિયહની સંધિની નજીકનો સમય (હિજરી સન ૬નો) છે અને ફકરાની અંદર બન્ને વાકય એવી રીતે એકબીજાની સાથે જોડાયેલાં દેખાય છે કે એ અનુમાન થઈ શકતું નથી કે શરૂઆતમાં આ પ્રવચન આ બે વાકયો વિના ઉતર્યું હતું અને પાછળથી જયારે આ ઊતર્યાં ત્યારે તે અહીં લાવીને જોડી દેવામાં આવ્યાં. આ મારૂં અનુમાન છે, સાચું અલ્લાહ જ જાણે છે, કે શરૂઆતમાં આ આયતો આ જ પ્રવચનના સંદર્ભમાં ઉતરી હતી. એટલા માટે આના સાચા મહત્ત્વને લોકો સમજી ન શકયાં. પાછળથી જયારે સમગ્ર આરબપ્રદેશ તાબે થઈ ગયો અને ઈસ્લામની તાકાત તેની ટોચે પહોંચી ગઈ ત્યારે અલ્લાહતઆલાએ ફરીથી આ વાકયો પોતાના નબી ઉપર ઊતાર્યાં અને તેમની જાહેરાત કરવાનો હુકમ આપ્યો.

(૧૭) જૂઓ સૂરઃ બકરહ નોંધ ક્રમાંક - ૧૭૨

(૧૮) આ જવાબમાં એક સુક્ષ્મ રહસ્ય છુપાયેલું છે. ધાર્મિક વિચારસરણી ધરાવતાં લોકો એવી માનસિકતાનો ભોગ બનતા આવ્યાં છે કે તેઓ દુનિયાની દરેક વસ્તુને ત્યાંસુધી હરામ માને છે જયાં સુધી સ્પષ્ટતાપૂર્વક કોઈપણ વસ્તુને હલાલ ઠરાવી દેવામાં ન આવે. આ માનસિકતાના કારણે લોકો ઉપર વહેમીપણું અને કાનૂની ચૂંથાચૂંથ છવાઈ જાય છે. તેઓ જીવનના દરેક ક્ષેત્રમાં હલાલ વસ્તુઓ અને કાયદેસર કામોની યાદીઓ માગે છે અને એવા દરેક કામ અને દરેક વસ્તુને તેઓ એવી શંકાની નજરે જોવા માંડે છે કે કયાંક આ પ્રતિબંધિત તો નથી ને ? અહીં કુર્આન આ માનસિકતાની સુધારણા કરે છે. સવાલ પૂછનારા લોકોનો આશય એવો હતો કે તેમને તમામ હલાલ વસ્તુઓની વિગતો આપવામાં આવે કે જેથી એ સિવાયની દરેક વસ્તુને તેઓ હરામ માને. જવાબમાં કુર્આને હલાલ વસ્તુઓની વિગતો આપી અને ત્યારપછી એક સામાન્ય સૂચના આપીને

عَلَيْهِ ۖ وَاتَّقُوا اللّٰهَ ۗ إِنَّ اللّٰهَ سَرِيْعُ الْحِسَابِ ④ اَلْيَوْمَ
أُحِلَّ لَكُمُ الطَّيِّبٰتُ ۗ وَطَعَامُ الَّذِيْنَ أُوْتُوا الْكِتٰبَ حِلٌّ لَّكُمْ ۖ
وَطَعَامُكُمْ حِلٌّ لَّهُمْ ۚ وَالْمُحْصَنٰتُ مِنَ الْمُؤْمِنٰتِ

**લઈ લો[૨૦] અને અલ્લાહના કાનૂનનો ભંગ કરવાથી ડરો, અલ્લાહને હિસાબ લેતાં જરાય વાર લાગતી નથી.**

**આજે તમારા માટે તમામ પાક વસ્તુઓ હલાલ કરી દેવામાં આવી છે. ગ્રંથવાળાઓનો ખોરાક તમારા માટે હલાલ છે અને તમારો ખોરાક તેમના માટે.[૨૧] અને સુરક્ષિત સ્ત્રીઓ પણ તમારા માટે હલાલ છે, પછી તેઓ ઈમાનવાળાઓના જૂથમાંથી હોય**

---

છોડી દીધું કે બધી જ શુદ્ધ વસ્તુઓ હલાલ છે. આમ, જૂની ધાર્મિક વિચારસરણી એકદમ પલટાઈ ગઈ. જૂની વિચારસરણી એવી હતી કે બધું જ હરામ છે સિવાય કે જેને હલાલ ઠરાવવામાં આવે. કુર્આને આનાથી ઊલટો નિયમ નક્કી કરી દીધો કે એ વસ્તુ સિવાય બધું હલાલ છે જેના હરામ હોવાની સ્પષ્ટતા કરી દેવામાં આવે. આ એક મોટો સુધારો હતો જેણે માનવજીવનને બંધનોમાંથી મુકત કરીને તેના માટે દુનિયાની વિશાળતાના દ્વાર ખોલી દીધાં. પહેલાં હલાલના એક નાનકડા વર્તુળ સિવાય દુનિયાની બધી જ વસ્તુઓ તેના માટે હરામ હતી, હવે હરામના એક નાનકડા વર્તુળના અપવાદ સિવાય આખી દુનિયા તેના માટે હલાલ થઈ ગઈ.

હલાલ માટે પાકની મર્યાદા એટલા માટે મૂકવામાં આવી કે નાપાક વસ્તુઓને કાયદેસરતાની દલીલ વડે હલાલ ઠરાવવાનો પ્રયત્ન કરવામાં ન આવે. હવે સવાલ એ રહ્યો કે વસ્તુઓ પાક હોવાનું કઈ રીતે નકકી થશે, તો આનો જવાબ આ છે કે જે વસ્તુઓ શરીઅતના નિયમોમાંથી કોઈ નિયમ હેઠળ નાપાક ઠરાવાય અથવા જે વસ્તુઓ મનમાં અણગમો પેદા કરે, અથવા જેને સભ્ય માનવીએ સામાન્ય રીતે તેની કુદરતી સ્વચ્છતાની ભાવનાની વિરૂદ્ધ જોઈ હોય એ સિવાય બધું જ પાક છે.

(૧૯) શિકારી જનાવરોનો અર્થ કૂતરાં, ચિત્તા, સમડી, બાઝ, શિક્રા અને એ તમામ ફાડી ખાનારાં પશુઓ અને પક્ષીઓ છે જેમની પાસેથી શિકારનું કામ લેવામાં આવે છે. પાળેલાં જનાવરોની લાક્ષણિકતા એ હોય છે કે તે જેનો શિકાર કરે છે તેને સામાન્ય પશુઓની જેમ ફાડી ખાતાં નથી બલ્કે પોતાના માલિક માટે પકડીને રાખે છે. આ જ કારણસર સામાન્ય ફાડી ખાનારાં જનાવરોનો ફાડી કાઢેલો જનાવર હરામ છે અને પાળેલાં પશુઓનો શિકાર હલાલ છે.

આ બાબતમાં શરીઅતના નિષ્ણાતોમાં મતભેદ પ્રવર્તે છે. એક જૂથ કહે છે કે જો શિકારી જનાવરે, પછી તે જંગલી જનાવર હોય કે પક્ષી, શિકારમાંથી થોડુંક પણ ખાઈ લીધું હોય તો તે હરામ થશે, કેમ કે તેના ખાઈ લેવાનો અર્થ આ થાય છે કે તેણે શિકારને માલિક માટે નહીં બલ્કે પોતાના માટે પકડયો. આ જ મત ઇમામ શાફઈનો છે. બીજું જૂથ કહે છે કે, જો શિકારમાંથી થોડુંક ખાઈ લીધું હોય તો પણ તે હરામ થતું નથી, એટલે સુધી

وَالْمُحْصَنٰتُ مِنَ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ مِنْ قَبْلِكُمْ اِذَآ اٰتَيْتُمُوْهُنَّ
اُجُوْرَهُنَّ مُحْصِنِيْنَ غَيْرَ مُسٰفِحِيْنَ وَلَا مُتَّخِذِيْٓ اَخْدَانٍ ؕ وَمَنْ
يَّكْفُرْ بِالْاِيْمَانِ فَقَدْ حَبِطَ عَمَلُهٗ ۫ وَهُوَ فِى الْاٰخِرَةِ مِنَ الْخٰسِرِيْنَ ۝۵ ع




**અથવા એ કોમોમાંથી કે જેમને તમારી પહેલાં ગ્રંથ આપવામાં આવ્યો હતો,[૨૨] એ શરતે કે તમે તેમની મહેર અદા કરીને વિવાહ કરી તેમના રક્ષક બનો, એમ નહીં કે કામવાસના પૂરી કરવામાં પડી જાઓ અથવા છાની રીતે યારબાઝી કરો. અને જો કોઈએ ઈમાનના માર્ગ ઉપર ચાલવાનો ઈનકાર કર્યો તો તેના જીવનની તમામ કારકિર્દી વ્યર્થ થઈ જશે અને તે આખિરતમાં દેવાળિયો હશે.[૨૩] (રુકૂઅ-૧)**

કે ૧/૩ ભાગ પણ જો તે ખાઈ લે તો બાકીનું ૨/૩ હલાલ છે, અને આ મામલામાં જંગલી પશુ અને પક્ષીમાં કોઈ ફરક નથી. આ મત ઈમામ માલિકનો છે. ત્રીજું જૂથ કહે છે કે, શિકારી જનાવરે જો શિકારમાંથી થોડુંક ખાઈ લીધું હોય તો તે હરામ થશે પરંતુ જો શિકારી પક્ષીએ ખાઈ લીધું હોય તો તે હરામ થશે નહીં. કેમ કે શિકારી પશુને એવી તાલીમ આપી શકાય છે કે તે શિકારને માલિક માટે પકડીને રાખે અને તેમાંથી કંઈ પણ ખાય નહીં પરંતુ અનુભવે પુરવાર થયેલું છે કે શિકારી પક્ષી આવી તાલીમ સ્વીકારતું નથી. આ મત ઈમામ અબૂહનીફા અને તેમના સાથીઓનો છે. આનાથી ઊલટું, હઝરત અલી રદિ. કહે છે કે શિકારી પક્ષીનો શિકાર સમૂળગો જ હલાલ નથી, કેમ કે તેને તાલીમ વડે એ શિખવાડી શકાતું નથી કે શિકારને પોતે ખાય નહીં પણ માલિક માટે પકડી રાખે.

(૨૦) એટલે કે શિકારી પશુને શિકાર પર છોડતી વખતે બિસ્મિલ્લાહ કહો. હદીસમાં આવે છે કે હઝરત અદી બિન હાતિમ રદિ.એ નબી સ.અ.વ.ને પૂછ્યું કે, "શું હું કૂતરા વડે શિકાર કરી શકું?" તો આપે કહ્યું કે, "જો તેને છોડતી વખતે તમે અલ્લાહનું નામ લીધું હોય તો ખાઓ, નહીં તો નહીં. અને જો તેણે શિકારમાંથી કંઈ ખાઈ લીધું હોય તો ન ખાઓ કેમ કે તેણે શિકારને હકીકતમાં પોતાના માટે પકડયો." પછી તેમણે પૂછ્યું કે, જો હું શિકાર માટે મારા કૂતરાને છોડું અને પાછળથી જોઉં કે કોઈ બીજો કૂતરો ત્યાં છે." તો આપે કહ્યું, "એ શિકારને ન ખાઓ કેમ કે તમે ખુદાનું નામ તમારા કૂતરા ઉપર લીધું હતું, નહીં કે બીજા કૂતરા ઉપર."

આ આયત ઉપરથી જણાય છે કે શિકારી જનાવરને શિકાર માટે છોડતી વખતે અલ્લાહનું નામ લેવું આવશ્યક છે. ત્યારપછી જો શિકાર જીવતો મળે તો અલ્લાહનું નામ લઈને તેને ઝબેહ કરી લેવો જોઈએ અને જો જીવતો ન મળે તે વિના પણ તે હલાલ હશે કેમ કે શરૂઆતમાં શિકારી જનાવરને છોડતી વખતે અલ્લાહનું નામ લઈ લેવામાં આવ્યું હતું. આ હુકમ તીર માટે પણ છે.

(૨૧) ગ્રંથવાળાઓના ખાવામાં તેમનું ઝબેહ કરેલું પણ સામેલ છે. આપણા માટે તેમનો અને તેમના માટે આપણો ખોરાક હલાલ હોવાનો અર્થ આ છે કે આપણી અને તેમની વચ્ચે ખાવા-પીવાની બાબતમાં કોઈ રૂકાવટ અને કોઈ આભડછેટ નથી. આપણે તેમની સાથે જમી શકીએ છીએ અને તેઓ આપણી સાથે. પરંતુ આ સામાન્ય છૂટછાટ આપતાં પહેલાં આ વાકયનું પુનરાવર્તન કરવામાં આવ્યું છે કે તમારા માટે પાક વસ્તુઓ હલાલ કરી

يَٰٓأَيُّهَا ٱلَّذِينَ ءَامَنُوٓا۟ إِذَا قُمْتُمْ إِلَى ٱلصَّلَوٰةِ فَٱغْسِلُوا۟ وُجُوهَكُمْ
وَأَيْدِيَكُمْ إِلَى ٱلْمَرَافِقِ وَٱمْسَحُوا۟ بِرُءُوسِكُمْ وَأَرْجُلَكُمْ إِلَى ٱلْكَعْبَيْنِ ۚ
وَإِن كُنتُمْ جُنُبًا فَٱطَّهَّرُوا۟ ۚ وَإِن كُنتُم مَّرْضَىٰٓ أَوْ عَلَىٰ سَفَرٍ أَوْ
جَآءَ أَحَدٌ مِّنكُم مِّنَ ٱلْغَآئِطِ أَوْ لَٰمَسْتُمُ ٱلنِّسَآءَ فَلَمْ تَجِدُوا۟
مَآءً فَتَيَمَّمُوا۟ صَعِيدًا طَيِّبًا فَٱمْسَحُوا۟ بِوُجُوهِكُمْ وَأَيْدِيكُم
مِّنْهُ ۚ مَا يُرِيدُ ٱللَّهُ لِيَجْعَلَ عَلَيْكُم مِّنْ حَرَجٍ وَلَٰكِن يُرِيدُ

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, જ્યારે તમે નમાઝ માટે ઊઠો ત્યારે તમારા મોં અને હાથ કોણીઓ સુધી ધોઈ લો, માથા ઉપર હાથ ફેરવી લો અને પગ ઘૂંટીઓ સુધી ધોઈ લો.[૨૪] જો જનાબતની હાલતમાં હોવ તો સ્નાન કરીને પાક થઈ જાઓ.[૨૫] જો બીમાર હોવ કે મુસાફરીની હાલતમાં હોવ કે તમારામાંથી કોઈ કુદરતી હાજતે જઈને આવે અથવા તમે સ્ત્રીઓને સ્પર્શ કર્યો હોય, અને પાણી ન મળે, ત્યારે પાક માટીનો ઉપયોગ કરો, બસ તેની ઉપર હાથ મારીને તમારા મોં અને હાથો ઉપર ફેરવી લો.[૨૬] અલ્લાહ તમારા માટે જીવનને મુશ્કેલ બનાવવા માગતો નથી, પરંતુ તે ઇચ્છે છે કે**

દેવામાં આવી છે. આના ઉપરથી જણાય છે કે, ગ્રંથવાળા પાકી અને સ્વચ્છતાના એ નિયમોનું પાલન ન કરે કે જે શરીઅતની દ્રષ્ટિએ આવશ્યક છે, અથવા જો તેમના ખોરાકમાં હરામ વસ્તુઓ સામેલ હોય, તો તેનાથી દૂર રહેવું જોઈએ. દા.ત. તેઓ અલ્લાહનું નામ લીધા વિના કોઈ જનાવરને ઝબેહ કરે, અથવા તેની ઉપર અલ્લાહ સિવાય બીજા કોઈનું નામ લે તો તેનું ખાવું આપણા માટે હલાલ નથી. આવી જ રીતે જો તેમના ટેબલ અથવા પાથરણા ઉપર દારૂ કે ભૂંડનું માંસ અથવા બીજી કોઈ હરામ વસ્તુ પીરસવામાં હોય તો આપણે તેમાં સામેલ થઈ શકતાં નથી.

ગ્રંથવાળાઓ સિવાય અન્ય બિનમુસ્લિમ લોકો માટે પણ આ જ હુકમ છે. ફરક માત્ર એટલો છે કે ગ્રંથવાળાઓનું ઝબેહ કરેલું ત્યારે જ હલાલ છે જ્યારે તેમણે તેની ઉપર અલ્લાહનું નામ લીધું હોય, આ સિવાયના બિનગ્રંથવાળા લોકો ધ્વારા મારવામાં આવેલા જનાવરને આપણે ખાઈ શકતાં નથી.

(૨૨) આનો અર્થ યહૂદીઓ અને ખ્રિસ્તીઓ છે. લગ્નની પરવાનગી માત્ર એ જ સ્ત્રીઓ સાથે આપવામાં આવી છે, અને તેની સાથે આ શરત મૂકી દેવામાં આવી છે, કે તે મુહસનાત (સુરક્ષિત સ્ત્રીઓ) હોય. આ હુકમની વિગતોની બાબતમાં શરીઅતના નિષ્ણાંતો વચ્ચે મતભેદ થયો છે. ઇબ્નેઅબ્બાસ રદિ. એમ માને છે

لِيُطَهِّرَكُمْ وَ لِيُتِمَّ نِعْمَتَهٗ عَلَيْكُمْ لَعَلَّكُمْ تَشْكُرُوْنَ ﴿٦﴾ وَ اذْكُرُوْا
نِعْمَةَ اللّٰهِ عَلَيْكُمْ وَ مِيْثَاقَهُ الَّذِىْ وَاثَقَكُمْ بِهٖۤ ۙ اِذْ قُلْتُمْ
سَمِعْنَا وَ اَطَعْنَا ۫ وَ اتَّقُوا اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ عَلِيْمٌۢ بِذَاتِ
الصُّدُوْرِ ﴿٧﴾ يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا كُوْنُوْا قَوّٰمِيْنَ لِلّٰهِ
شُهَدَآءَ بِالْقِسْطِ ۫ وَ لَا يَجْرِمَنَّكُمْ شَنَاٰنُ قَوْمٍ عَلٰۤى اَلَّا
تَعْدِلُوْا ؕ اِعْدِلُوْا ۫ هُوَ اَقْرَبُ لِلتَّقْوٰى ۫ وَ اتَّقُوا اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ خَبِيْرٌۢ
بِمَا تَعْمَلُوْنَ ﴿٨﴾ وَعَدَ اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا وَ عَمِلُوا الصّٰلِحٰتِ ۙ

---

**તમને પાક કરે અને તેની નિયામત તમારી ઉપર પૂરી કરી દે,[૨૭] કદાચ તમે આભારી બનો.**

**અલ્લાહે તમને જે નિયામત આપી છે[૨૮] તેને યાદ રાખો અને એ પાકા વાયદાને ન ભૂલો જે તેણે તમારી પાસેથી લીધો છે, એટલે કે તમારું આ કથન કે "અમે સાંભળ્યું અને આજ્ઞાપાલન સ્વીકાર્યું." અલ્લાહથી ડરો, અલ્લાહ દિલોના ભેદ સુદ્ધાં જાણે છે. હે લોકો જે ઈમાન લાવ્યાં છો ! અલ્લાહ માટે સચ્ચાઈ ઉપર કાયમ રહેનારાં અને ન્યાયની સાક્ષી આપનારાં બનો.[૨૯] કોઈ જૂથની દુશ્મનાવટ તમને એટલી ઉશ્કેરી ન દે કે તમે ન્યાયથી ફરી જાઓ. ન્યાય કરો, આ અલ્લાહથી ડરવા સાથે વધુ સુસંગત છે, અલ્લાહનો ડર રાખીને કામ કરતાં રહો, જે કંઈ તમે કરો છો તનાથી અલ્લાહ પૂરી રીતે માહિતગાર છે. જે લોકો ઈમાન લાવે અને સદ્કાર્યો કરે,**

---

કે અહીં ગ્રંથવાળાઓનો અર્થ એ ગ્રંથવાળાઓ છે જે ઇસ્લામી રાજ્યની પ્રજા હોય. જ્યારે દારૂલહર્બ અને દારૂલકુફ્રમાં રહેતાં યહૂદી અને ખ્રિસ્તીઓ હોય તો તેમની સ્ત્રીઓ સાથે લગ્ન કરવાં ગેરકાયદેસર છે. હનફી મસ્લક પ્રમાણે આમાં થોડો મતભેદ છે, તેમને ત્યાં વિદેશી ગ્રંથવાળાઓની સ્ત્રીઓ સાથે લગ્ન હરામ તો નથી પરંતુ મકરૂહ (નાપસંદ) જરૂર છે. આનાથી વિરૂદ્ધ સઈદ બિન અલમુસૈયિબ અને હસન બસરી એમ માને છે કે, આ આયતમાં સામાન્ય નિયમ આપવામાં આવ્યો છે એટલા માટે ઇસ્લામી રાજ્ય અને ઇસ્લામી રાજ્ય બહાર રહેતા ખ્રિસ્તી અને યહૂદી (ઝિમ્મીઓ અને બિનઝિમ્મીઓ)નો ફરક કરવાની જરૂર નથી. આ ઉપરાંત મુહસનાતના અર્થમાં પણ શરીઅતના વિદ્વાનો વચ્ચે મતભેદ છે. હઝરત ઉમર રદિ.ના અભિપ્રાય પ્રમાણે આનો અર્થ ચરિત્રવાન અને સુરક્ષિત શીલવાન સ્ત્રીઓ છે અને આના આધારે તેઓ ગ્રંથવાળાઓની સ્વચ્છંદી સ્ત્રીઓને

لَهُمْ مَّغْفِرَةٌ وَّ اَجْرٌ عَظِيْمٌ ۝٩ وَالَّذِيْنَ كَفَرُوْا وَ كَذَّبُوْا
بِاٰيٰتِنَآ اُولٰٓئِكَ اَصْحٰبُ الْجَحِيْمِ ۝١٠ يٰٓاَيُّهَا الَّذِيْنَ
اٰمَنُوا اذْكُرُوْا نِعْمَتَ اللّٰهِ عَلَيْكُمْ اِذْ هَمَّ قَوْمٌ اَنْ
يَّبْسُطُوْٓا اِلَيْكُمْ اَيْدِيَهُمْ فَكَفَّ اَيْدِيَهُمْ عَنْكُمْ ۚ
وَاتَّقُوا اللّٰهَ ۭ وَعَلَى اللّٰهِ فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُوْنَ ۝١١ ع




**અલ્લાહે તેમની સાથે વાયદો કર્યો છે કે તેમની ભૂલો પ્રત્યે દરગુજર કરવામાં આવશે અને તેમને મોટું વળતર મળશે. રહ્યાં એ લોકો કે જે કુફ્ર કરે અને અલ્લાહની આયતોને ખોટી ઠેરવે, તો તેઓ દોજખમાં જનારાં છે.**

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, અલ્લાહના એ ઉપકારને યાદ કરો જે તેણે (તાજેતરમાં જ) તમારી ઉપર કર્યો છે, જ્યારે કે એક જૂથે તમારી ઉપર હુમલો કરવાનો ઈરાદો કરી લીધો હતો. પરંતુ અલ્લાહે તેમના હાથ તમારી ઉપર ઉઠવાથી રોકી લીધાં.[30] અલ્લાહથી ડરીને કામ કરતાં રહો, ઈમાન ધરાવનારાઓએ અલ્લાહની જ ઉપર ભરોસો કરવો જોઈએ. (રુકૂઅ-૨)**

આ છૂટછાટમાંથી બાકાત ઠરાવે છે. આ જ મત હસન, શિઅબી અને ઈબ્રાહીમ નખઈનો છે. અને હનફી લોકોએ આને જ પસંદ કર્યો છે. આનાથી વિરૂદ્ધ, ઈમામ શાફઈનો અભિપ્રાય એવો છે કે અહીં આ શબ્દ ગુલામ સ્ત્રીઓની સરખામણીમાં ઉપયોગમાં લેવામાં આવ્યો છે, એટલે કે આનો અર્થ એ ગ્રંથવાળી સ્ત્રીઓ છે જે ગુલામ ન હોય.

(૨૩) ગ્રંથવાળા લોકોની સ્ત્રીઓ સાથે લગ્નની છૂટ આપી દીધા પછી આ વાકય એટલા માટે ચેતવણીના પ્રસ્તુત કરવામાં આવ્યું છે કે જે માણસ આ પરવાનગીનો ફાયદો ઉઠાવે તે પોતાના ઈમાન અને નૈતિકતાની બાબતમાં સાવધાન રહે. એવું ન થાય કે કાફિર પત્નીના પ્રેમમાં પડીને, અથવા તેની માન્યતાઓ અને કામોથી પ્રભાવિત થઈને, તે પોતાનું ઈમાન ગુમાવી બેસે, અથવા નીતિમત્તા અને સામાજિક જીવનમાં એવા માર્ગે ચાલવા માંડે જે ઈમાનની વિરૂદ્ધ હોય.

(૨૪) નબી સ.અ.વ.એ આ હુકમની જે સમજૂતી આપી છે તેના ઉપરથી જણાય છે કે મોઢું ધોવામાં કોગળા કરવાં અને નાક સાફ કરવી પણ સામેલ છે, તે વિના મોઢું ધોવાનું કામ પૂરૂં થતું નથી. અને કાન કેમ કે માથાનો જ એક ભાગ છે એટલા માટે માથા ઉપર હાથ ફેરવવામાં કાનોના અંદરના અને બહારના ભાગો ઉપર હાથ ફેરવવાનું પણ સામેલ છે. આ ઉપરાંત વુઝૂ કરતાં પહેલાં હાથ ધોઈ લેવા જોઈએ જેથી જે હાથો વડે માણસ વુઝૂ કરતો હોય તે પોતે પહેલાં સ્વચ્છ થઈ જાય.

(૨૫) જનાબતની નાપાકી, ચાહે તે સંભોગના કારણે લાગુ થઈ હોય અથવા સપનામાં વીર્યસ્ખલન

وَ لَقَدْ اَخَذَ اللّٰهُ مِيْثَاقَ بَنِيْٓ اِسْرَآءِيْلَ ۚ وَ بَعَثْنَا مِنْهُمُ
اثْنَيْ عَشَرَ نَقِيْبًا ؕ وَ قَالَ اللّٰهُ اِنِّيْ مَعَكُمْ ؕ لَئِنْ اَقَمْتُمُ الصَّلٰوةَ
وَ اٰتَيْتُمُ الزَّكٰوةَ وَ اٰمَنْتُمْ بِرُسُلِيْ وَ عَزَّرْتُمُوْهُمْ وَ
اَقْرَضْتُمُ اللّٰهَ قَرْضًا حَسَنًا لَّاُكَفِّرَنَّ عَنْكُمْ سَيِّاٰتِكُمْ

**અલ્લાહે બનીઈસ્રાઈલ પાસેથી પાકો વાયદો લીધો હતો અને તેમની અંદર બાર નકીબ[૩૧] નીમ્યા હતાં અને તેમને કહ્યું હતું કે "હું તમારી સાથે છું, જો તમે નમાઝ કાયમ રાખી અને ઝકાત આપી અને મારા પયગમ્બરોને માન્યા અને તેમની મદદ કરી[૩૨] અને તમારા ખુદાને સારૂં કરજ આપતા રહ્યાં[૩૩] તો વિશ્વાસ રાખો કે હું તમારી બૂરાઈઓ તમારામાંથી દૂર કરી દઈશ[૩૪]**

થવાથી લાગુ થઈ હોય, બંને સંજોગોમાં ગુસ્લ એટલે કે સ્નાન ફરજિયાત (વાજિબ) છે. આવી હાલતમાં ગુસ્લ કર્યા વિના નમાઝ પઢવી કે કુર્આનને સ્પર્શ કરવો ગેરકાયદેસર છે. (વધુ વિગતો માટે જૂઓ સૂરઃ નિસા, નોંધ ક્રમાંક - ૬૭, ૬૮ અને ૬૯)

(૨૬) સમજૂતી માટે જૂઓ સૂરઃ નિસા, નોંધ ક્રમાંક - ૬૯ અને ૭૦)

(૨૭) જેવી રીતે મનની પાકી એક નિયામત છે એવી જ રીતે શરીરની પાકી પણ એક નિયામત છે. મનુષ્યો ઉપર અલ્લાહની નિયામત એ જ વખતે પૂર્ણ થઈ શકે છે જયારે મન અને શરીર બંનેની સ્વચ્છતા અને પાકી માટે પુરૂં માર્ગદર્શન તેને મળી જાય.

(૨૮) એટલે કે એ નિયામત કે જીવનનો સીધો ધોરી માર્ગ તમારા માટે સ્પષ્ટ કરી દીધો અને દુનિયાના માર્ગદર્શન અને નેતૃત્વ માટેના પદ ઉપર તમને બેસાડી દીધાં.

(૨૯) જુઓ સૂરઃ નિસા, નોંધ ક્રમાંક - ૧૬૪ અને ૧૬૫

(૩૦) અહીં ઈશારો એ ઘટનાની તરફ છે જેની રિવાયત હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિ.એ કરી છે કે યહૂદીઓમાંના એક જૂથે નબી સ.અ.વ. અને આપના ખાસ ખાસ સાથીઓને જમવા માટે નોતર્યા હતાં અને ગુપ્ત રીતે કાવતરું ઘડ્યું હતું કે અચાનક જ તેમની ઉપર તૂટી પડીશું અને આવી રીતે ઈસ્લામનો જીવ કાઢી લઈશું. પરંતુ છેલ્લી ઘડીએ અલ્લાહની કૃપાથી નબી સ.અ.વ.ને આ કાવતરાની જાણ થઈ ગઈ અને આપ જમવા માટે ગયા નહીં. અહીંથી પ્રવચનની દિશા બનીઈસ્રાઈલ તરફ ફરી રહી છે તેથી પ્રસ્તાવના તરીકે આ ઘટનાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

અહીંથી જે પ્રવચન શરૂ થઈ રહ્યું છે તેના બે હેતુઓ છેઃ પહેલો હેતુ આ છે કે, મુસલમાનોને એવા રસ્તે જતાં રોકવામાં આવે જેની ઉપર તેમના પુરોગામી ગ્રંથવાળા ચાલી રહ્યા હતાં. એટલા માટે અહીં જણાવવામાં આવી રહ્યું છે કે જેવી રીતે આજે તમારી પાસેથી વાયદો લેવામાં આવ્યો છે તેવી જ રીતે ગઈ કાલે આ જ વાયદો

وَ لَاُدْخِلَنَّكُمْ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ ۚ فَمَنْ كَفَرَ
بَعْدَ ذٰلِكَ مِنْكُمْ فَقَدْ ضَلَّ سَوَآءَ السَّبِيْلِ ﴿١٢﴾ فَبِمَا

**અને તમને એવા બાગોમાં દાખલ કરીશ જેમની નીચે નદીઓ વહેતી હશે, પરંતુ આના પછી તમારામાંથી જેણે કુફ્રનું વલણ અપનાવ્યું તો હકીકતમાં તેણે સીધો માર્ગ[૩૫] ખોઈ નાંખ્યો.'' પછી આ તેમનું**

બનીઈસ્રાઈલ પાસેથી અને મસીહ અ.સ.ની કોમ પાસેથી પણ લેવામાં આવેલો છે. તો પછી એવું ન થાય કે જેવી રીતે તેઓ તેમનો વાયદો તોડીને ગુમરાહીઓમાં પડી ગયાં એવી જ રીતે તમે પણ તેને તોડી નાખો અને ગુમરાહ થઈ જાઓ. બીજો હેતુ આ છે કે, યહૂદી અને ખ્રિસ્તીઓ બંનેને એમની ભૂલો સામે ચેતવવામાં આવે અને તેમને સત્યદીનની તરફ બોલાવવામાં આવે.

(૩૧) 'નકીબ' નો અર્થ દેખરેખ રાખનાર અને તપાસ કરનાર છે. બનીઈસ્રાઈલના ૧૨ કબીલા હતાં અને અલ્લાહતઆલાએ એમાંથી દરેક કબીલા ઉપર એક -એક નકીબ નીમવાનો હુકમ આપ્યો હતો જેથી તે તેમની સ્થિતિ ઉપર નજર રાખે અને તેમને અધર્મ અને અનૈતિકતાથી બચાવવા માટે પ્રયાસ કરતો રહે. બાઇબલના પુસ્તક ગણનામાં ૧૨ સરદારોનો ઉલ્લેખ જોવા મળે છે, પરંતુ તેમની એ હેસિયત કે જે અહીં નકીબ શબ્દના ઉપયોગ દ્વારા કુર્આનમાં દર્શાવવામાં આવી છે, બાઇબલના વર્ણનમાંથી વ્યકત થતી નથી. બાઇબલ તેમને માત્ર ઉમરાવો અને સરદારોની હેસિયતથી રજૂ કરે છે અને કુર્આન તેમની હેસિયત નૈતિક અને ધાર્મિક દેખરેખ રાખનાર તરીકે ગણે છે.

(૩૨) એટલે કે જે પયગમ્બરો પણ મારા તરફથી આવે, તેમનું નિમંત્રણ મળતાં તમે લબ્બૈક (હાજર છું) કહ્યું હોત અને તેમની મદદ કરતાં રહયા હોત.

(૩૩) એટલે કે અલ્લાહના માર્ગમાં પોતાનો માલ ખર્ચ કરતા રહ્યાં કેમ કે અલ્લાહતઆલા એ એક-એક પાઈને કે જે માણસ તેના માર્ગમાં ખર્ચ કરે તેને અનેકગણી કરીને ઈનામની સાથે પરત કરવાનો વાયદો કરે છે, તેથી કુર્આનમાં ઘણી જગ્યાએ અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવાને કરજ સાથે સરખાવવામાં આવ્યું છે. આમાં શરત એટલી જ છે કે તે સારૂં કરજ હોય. એટલે કે કાયદેસર રીતે કમાયેલા ધનમાંથી ખર્ચ કરવામાં આવે, ખુદાના કાનૂન અનુસાર ખર્ચ કરવામાં આવે તેમજ નિષ્ઠા અને સારી દાનત સાથે ખર્ચ કરવામાં આવે.

(૩૪) કોઈના ઉપરથી તેની બુરાઈઓ દૂર કરી દેવાના બે અર્થ છે : એક આ કે, સીધો રસ્તો અપનાવવાનું તેમજ અલ્લાહના માર્ગદર્શન પ્રમાણે આચાર-વિચારના સાચા માર્ગ ઉપર ચાલવાનું ચોકકસપણે આ જ પરિણામ આવશે કે માણસનું મન અનેક બૂરાઈઓથી અને તેની જીવનશૈલી ઘણીબધી ખરાબીઓથી મુક્ત થતી જશે. બીજું આ કે, આ સુધારણા છતાં જો કોઈ માણસ સમગ્ર રીતે પૂર્ણતાએ ન પહોંચી શકે અને થોડીઘણી બૂરાઈઓ તેની અંદર બાકી પણ રહી જાય તો અલ્લાહતઆલા પોતાની કૃપાથી તેની પકડ નહીં કરે અને તેને પોતાના હિસાબમાંથી બાકાત રાખશે કેમ કે જેણે પાયારૂપ માર્ગદર્શન તથા પાયારૂપ સુધારણાનો સ્વીકાર કરી લીધો હોય તેની ગૌણ અને નજીવી બૂરાઈઓનો હિસાબ લેવામાં અલ્લાહતઆલા કડકાઈ કરનાર નથી.

(૩૫) એટલે કે તેણે ''સવાઅસ્સબીલ'' ને પામીને ફરીથી ખોઈ નાખ્યો અને તે બરબાદીના રસ્તા ઉપર ભટકી ગયો. 'સવાઅસ્સબીલ' નો અનુવાદ ''મધ્યમ અને સમતોલ ધોરી માર્ગ'' કરી શકાય પરતું આના વડે પૂરો અર્થ વ્યકત થતો નથી. એટલા માટે અમે અનુવાદમાં મૂળ શબ્દને જેમનો તેમ લઈ લીધો છે.

આ શબ્દમાં રહેલા અર્થને સમજતાં પહેલાં એ સમજી લેવું જોઈએ કે માનવી પોતે તેની જાતમાં એક નાનકડી દુનિયા છે જેની અંદર અસંખ્ય પ્રમાણમાં જાત-જાતની શક્તિઓ અને લાયકાતો છે, ઈચ્છાઓ છે, લાગણીઓ અને વલણો છે જેની અંદર બેસુમાર જાત જાતની ક્ષમતાઓ છે, ઈચ્છાઓ છે, લાગણીઓ અને વલણો છે, મન અને શરીરની અલગ અલગ માગણીઓ છે, મન અને પ્રકૃતિના જુદા જુદા તકાદાઓ છે. તેમજ આવા માણસોના ભેગાં થવાથી જે સામાજિક જીવન રચાય છે તે પણ બેહદ જટિલ સંબંધોનો બનેલો હોય છે, તથા સંસ્કૃતિ અને સભ્યતાના વિકાસની સાથેસાથે આ જટિલતાઓ વધતી જ જાય છે. આ ઉપરાંત, દુનિયામાં જીવનની જે સામગ્રી માનવીની ચારેય તરફ ફેલાયેલી છે તેનો ઉપયોગ કરવાનો તેમજ તેનો માનવીય સંસ્કૃતિમાં વાપરવાનો સવાલ પણ વ્યક્તિગત તેમજ સામાજિક દ્રષ્ટિએ પણ અનેક પેટા અને ગૌણ સવાલો ઊભાં કરે છે.

માનવી પોતાની નબળાઈના કારણે આ સમગ્ર જીવનગાળા ઉપર એકીસાથે સંતુલિત દ્રષ્ટિ નાખી શકતો નથી. આના કારણે માનવી પોતાના માટે પોતે જીવનનો કોઈ માર્ગ પણ ઘડી શકતો નથી જેમાં તેની તમામ શક્તિઓની સાથે ન્યાય થાય, તેની તમામ ઈચ્છાઓનો યોગ્ય રીતે હક્ક અદા થઈ જાય, તેની તમામ લાગણીઓ અને વલણોમાં સમતુલા જળવાય, તેના બધા જ આંતરિક અને બાહ્ય તકાદા સપ્રમાણ રીતે પૂરાં થાય, તેના સામાજિક જીવનના તમામ પ્રશ્નોને યોગ્ય રીતે ધ્યાન રાખવમાં આવે, અને આ તમામનો એક સમતળ અને સપ્રમાણ ઉકેલ નીકળી આવે, અને ભૌતિક વસ્તુઓનો પણ વ્યક્તિગત અને સાંસ્કૃતિક જીવનમાં ન્યાય અને સત્યનિષ્ઠા સાથે ઉપયોગ કરવામાં આવતો રહે. જયારે માનવી પોતે પોતાનો માર્ગદર્શક અને કાયદો ઘડનાર બની જાય છે ત્યારે હકીકતના અલગ અલગ પાસાઓમાંથી કોઈ એક પાસું, જીવનની જરૂરીયાતમાંથી કોઈ એક જરૂરિયાત, ઉકેલને પાત્ર સમસ્યાઓમાંથી કોઈ એક સમસ્યા, તેના મગજ ઉપર એવી રીતે છવાઈ જાય છે કે બીજા પાસાં, જરૂરિયાતો અને સમસ્યાઓની સાથે તે જાણે-અજાણે અન્યાય કરવા માંડે છે, અને તેના આ અભિપ્રાયને બળજબરીપૂર્વક લાગુ પાડવાનું પરિણામ એ આવે છે કે જીવનનું સંતુલન બગડી જાય છે અને તે અસંતુલનની કોઈ એક અંતિમ હદ સુધી વાંકો ચાલવા માંડે છે. પછી જયારે આ વક્ર ચાલ તેની અંતિમ સીમાએ પહોંચતાં પહોંચતાં અસહ્ય બની જાય છે ત્યારે તે એ પાસાઓ અને એ જરૂરિયાતો તેમજ એ સમસ્યાઓ કે જેમની સાથે અન્યાય થયો હતો, વિદ્રોહ શરૂ કરી દે છે, અને જોર કરવા માંડે છે કે તેમની સાથે પણ ન્યાય કરવામાં આવે. પરંતુ ન્યાય તો થતો જ નથી કેમ કે ફરીથી એ જ અમલ શરૂ થઈ જાય છે કે એમાંથી કોઈ એક જે પહેલાંના અસંતુલનના કારણે સૌથી વધારે દબાવવામાં આવી હતી, માનવીના મગજ ઉપર છવાઈ જાય છે અને તેને પોતાના ખાસ તકાદાઓ પ્રમાણે એક વિશિષ્ટ દિશામાં ખેંચીને



نَقْضِهِمْ مِّيْثَاقَهُمْ لَعَنّٰهُمْ وَ جَعَلْنَا قُلُوْبَهُمْ قٰسِيَةً ۚ
يُحَرِّفُوْنَ الْكَلِمَ عَنْ مَّوَاضِعِهٖ ۙ وَ نَسُوْا حَظًّا مِّمَّا ذُكِّرُوْا
بِهٖ ۚ وَ لَا تَزَالُ تَطَّلِعُ عَلٰى خَآئِنَةٍ مِّنْهُمْ اِلَّا قَلِيْلًا مِّنْهُمْ

**વચનનું તોડવું હતું જેના કારણે અમે તેમને અમારી કૃપાથી દૂર ફેંકી દીધાં અને તેમના દિલોને કઠણ બનાવી દીધાં. હવે તેમની હાલત આ છે કે શબ્દોનો હેરફેર કરીને વાતને કયાંથી કયાં લઈ જાય છે, જે શિક્ષણ તેમને આપવામાં આવ્યું હતું તેનો મોટો ભાગ ભૂલી ગયેલાં છે, અને અવારનવાર તમને તેમના કોઈને કોઈ વિશ્વાસઘાતની જાણ થતી જ રહે છે. તેમનામાંથી ઘણાં થોડા માણસો એવાં છે જે આ ખામીથી બચેલાં છે. (તેથી હવે જ્યારે આ લોકો આ હાલતે પહોંચી ગયેલાં છે ત્યારે જે ઉપદ્રવ પણ તેઓ મચાવે તે તેમની પાસેથી અપેક્ષિત જ છે)**

લઈ જાય છે જેમાં ફરીથી બીજા પાસાઓ અને જરૂરિયાતો તેમજ સમસ્યાઓની સાથે અન્યાય થવા માંડે છે. આમ, માનવજીવનને કયારેય સીધું ચાલવા મળતું જ નથી, હંમેશા તે હાલક-ડોલક અવસ્થામાં રહે છે અને બરબાદીના એક કિનારેથી બીજા કિનારા તરફ ગબડતો રહે છે. એ તમામ રસ્તા જે માનવીએ પોતાના જીવન માટે રચ્યાં છે, વક્રરેખાના આકારમાં હોય છે, ખોટી દિશામાં જાય છે તેમજ ખોટી દિશામાં સમાપ્ત થઈને પછી બીજી કોઈ ખોટી દિશા તરફ વળી જાય છે.

આ બધા વાંકા અને ખોટા રસ્તાઓ વચ્ચે એક એવો માર્ગ કે જે બિલકુલ મધ્યમાં આવેલો હોય, જેમાં માનવીની તમામ શક્તિઓ અને ઈચ્છાઓની સાથે, તેની તમામ લાગણીઓ અને વલણોની સાથે, તેના આત્મા અને શરીરના ભાગો અને તકાદાઓની સાથે, અને તેના જીવનની તમામ સમસ્યાઓની સાથે સંપૂર્ણપણે ન્યાય કરવામાં આવ્યો હોય, જેની અંદર કોઈ વક્રતા, કોઈ વાંક, કોઈ પાસા તરફ અયોગ્ય પક્ષપાત અને બીજા પાસાંની સાથે અન્યાય અને અત્યાચાર ન હોય, તે માનવજીવનના સાચા વિકાસ અને તેની સફળતા માટે જરૂરી છે. માનવીની મૂળ પ્રકૃતિને આની જરૂર છે અને અલગ અલગ વક્ર રસ્તાઓ સામે વારંવાર તેના વિદ્રોહનું મૂળ કારણ આ જ છે કે તે આ સીધા ધોરી માર્ગને શોધે છે પરંતુ માનવી જાતે આ ધોરીમાર્ગને શોધી કાઢવા માટે શક્તિમાન નથી. તેની તરફ માત્ર ખુદા જ માર્ગદર્શન આપી શકે છે અને ખુદાએ તેના પયગમ્બરો આટલા જ માટે મોકલ્યાં છે કે આ સીધા માર્ગ તરફ લોકોનું માર્ગદર્શન કરે.

કુર્આન આ જ રસ્તાને ''સવાઅસ્સબીલ'' તથા ''સિરાતેમુસ્તકીમ'' કહે છે. આ ધોરીમાર્ગ દુનિયાના આ જીવનથી માંડીને આખિરતના બીજા જીવન સુધી અસંખ્ય વક્ર માર્ગો વચ્ચેથી સીધો પસાર થાય છે. જે કોઈ આની ઉપર ચાલ્યો તે અહીં સત્યમાર્ગી છે તથા આખિરતમાં સફળ છે, અને જેણે આ રસ્તો ખોઈ નાખ્યો, તે અહીં ખોટો છે, ખોટા માર્ગે ચાલનારો છે અને ખોટું કરનારો છે અને આખિરતમાં અનિવાર્યપણે તેણે દોજખમાં જવાનું છે, કેમ કે જીવનના તમામ વક્ર રસ્તા દોજખની તરફ જ જાય છે.

فَاعْفُ عَنْهُمْ وَاصْفَحْ ؕ اِنَّ اللّٰهَ يُحِبُّ الْمُحْسِنِيْنَ ﴿۱۳﴾ وَمِنَ
الَّذِيْنَ قَالُوْۤا اِنَّا نَصٰرٰۤى اَخَذْنَا مِيْثَاقَهُمْ فَنَسُوْا حَظًّا
مِّمَّا ذُكِّرُوْا بِهٖ ۪ فَاَغْرَيْنَا بَيْنَهُمُ الْعَدَاوَةَ وَالْبَغْضَآءَ
اِلٰى يَوْمِ الْقِيٰمَةِ ؕ وَسَوْفَ يُنَبِّئُهُمُ اللّٰهُ بِمَا كَانُوْا
يَصْنَعُوْنَ ﴿۱۴﴾ يٰۤاَهْلَ الْكِتٰبِ قَدْ جَآءَكُمْ رَسُوْلُنَا يُبَيِّنُ لَكُمْ
كَثِيْرًا مِّمَّا كُنْتُمْ تُخْفُوْنَ مِنَ الْكِتٰبِ وَيَعْفُوْا عَنْ كَثِيْرٍ ۬ؕ

**એટલા માટે તેમને માફ કરી દો અને તેમની હરકતો તરફ આંખ આડા કાન કરતા રહો, અલ્લાહ એ લોકોને પસંદ કરે છે જે ભલાઈનું વલણ ધરાવે છે.**

**આવી જ રીતે અમે એ લોકો પાસેથી પણ પાકો વાયદો લીધો હતો જેમણે કહ્યું હતું કે અમે 'નસારા' છીએ,[૩૬] પરંતુ તેમને પણ જે પાઠ યાદ કરાવવામાં આવ્યો હતો તેનો મોટો ભાગ તેમણે ભુલાવી દીધો, છેવટે અમે તેમની વચ્ચે કયામત સુધીના સમય માટે દુશ્મનાવટ અને પરસ્પર તિરસ્કાર અને વેરનું બીજ વાવી દીધું, અને ચોક્કસ એક સમય આવશે જ્યારે અલ્લાહ તેમને બતાવશે કે તેઓ દુનિયામાં શું બનાવતા રહ્યાં છે.**

**હે ગ્રંથવાળાઓ ! અમારો પયગમ્બર તમારી પાસે આવી ગયો છે જે અલ્લાહના ગ્રંથની એ ઘણી વાતોને તમારી સમક્ષ ખોલી રહ્યો છે જેમની ઉપર તમે પડદો નાખી દેતા હતાં, અને ઘણી વાતોને દરગુજર પણ કરી દે છે.[૩૭]**

આધુનિક યુગના કેટલાક નાદાન ફિલ્સુફીઓએ એ જોઈને કે માનવજીવન સતત રીતે એક અંતિમ છેડાથી બીજા અંતિમ છેડા તરફ ફંગોળાતું રહે છે, એવું ખોટું તારણ કાઢી લીધું કે તર્કશાસ્ત્રીય ક્રિયા (Dialectical Process) માનવજીવનની ઉત્ક્રાંતિની પ્રાકૃતિક પદ્ધતિ છે. તેઓ પોતાની મૂર્ખાઈના કારણે એમ માની બેઠાં છે કે ઉત્ક્રાંતિનો રસ્તો માત્ર આ જ છે કે પહેલાં એક અંતિમવાદી દાવો (Thesis) તેને એક દિશામાં ખેંચીને લઈ જાય પછી તેના જવાબમાં બીજો એવો જ અંતિમવાદી દાવો (Antithesis) તેને બીજા અંતિમ છેડા તરફ ખેંચે અને પછી બંનેના મિશ્રણ (Synthesis) વડે જીવનનો માર્ગ સર્જાય. જો કે હકીકતમાં આ ઉત્ક્રાંતિનો માર્ગ નથી બલ્કે દુર્ભાગ્યના ધક્કાં છે જે માનવજીવનની સાચી ઉત્ક્રાંતિમાં વારંવાર નડતરરૂપ બની રહ્યાં છે. દરેક અંતિમવાદી દાવો જીવનને તેના કોઈ એક પાસાની તરફ ફેરવી દે છે અને તેને ખેંચતો રહે છે, એટલે સુધી કે જયારે તે સવાઅસ્સબીલથી ઘણી દૂર જઈ પડે છે ત્યારે જીવનની જ બીજી કેટલીક હકીકતો, કે

قَدْ جَآءَكُمْ مِّنَ اللّٰهِ نُوْرٌ وَّ كِتٰبٌ مُّبِيْنٌ ۙ﴿۱۵﴾ يَّهْدِيْ بِهِ اللّٰهُ مَنِ
اتَّبَعَ رِضْوَانَهٗ سُبُلَ السَّلٰمِ وَ يُخْرِجُهُمْ مِّنَ الظُّلُمٰتِ
اِلَى النُّوْرِ بِاِذْنِهٖ وَ يَهْدِيْهِمْ اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿۱۶﴾ لَقَدْ
كَفَرَ الَّذِيْنَ قَالُوْۤا اِنَّ اللّٰهَ هُوَ الْمَسِيْحُ ابْنُ مَرْيَمَ ؕ قُلْ

**તમારી પાસે અલ્લાહ તરફથી પ્રકાશ આવી ગયું છે અને એક એવો સત્યદર્શક ગ્રંથ જેના વડે અલ્લાહતઆલા એ લોકોને, કે જે તેની પ્રસન્નતાના ઈચ્છુક છે, સલામતીના માર્ગો બતાવે છે[૩૮] અને તેના હુકમથી તેમને અંધારાંમાંથી કાઢીને અજવાળા તરફ લાવે છે અને સીધા માર્ગ તરફ તેમનું માર્ગદર્શન કરે છે.**

**નિ:શંક કુફ્ર કર્યું એ લોકોએ જેમણે કહ્યું કે મસીહ ઈબ્નેમર્યમ જ ખુદા છે.[૩૯] હે મુહમ્મદ ! આમને કહો કે**

જેમની સાથે અન્યાય થઈ રહ્યો હતો, તેની સામે વિદ્રોહ શરૂ કરી દે છે અને આ વિદ્રોહ એક પ્રત્યાઘાતનું સ્વરૂપ અપનાવીને તેને વિરૂદ્ધ દિશામાં ખેંચવાનું શરૂ કરી દે છે. જેમ જેમ સવાઅસ્સબીલ નજીક આવે છે આ અથડાતા દાવાઓની વચ્ચે સમાધાન થવા માંડે છે અને તેમના મિશ્રણથી એ વસ્તુઓ અસ્તિત્ત્વમાં આવે છે જે માનવજીવનમાં નફાકારક છે. પરંતુ જયારે ત્યાં સવાઅસ્સબીલાના ચિહ્નો દેખાડનાર કોઈ પ્રકાશ જ ન હોય, તેમજ તેની ઉપર મકકમ રાખનાર કોઈ ઈમાન જ ન હોય તો એ પ્રત્યાઘાતી દાવો જીવનને એ મુકામે સ્થિર થવા દેતો નથી બલ્કે પોતાના બળના જોરે તેને બીજા અંતિમ છેડા તરફ ખેંચતો જાય છે, એટલે સુધી કે ત્યારપછી જીવનની કેટલીક બીજી હકીકતોની બાદબાકી થઈ જાય છે અને પરિણામે એક નવો વિદ્રોહ ઉભો થઈ જાય છે. જો આ ટૂંકી દ્રષ્ટિ ધરાવતા ફિલ્સુફીઓ સુધી કુર્આનનો પ્રકાશ પહોંચી ગયો હોત અને તેમણે સવાઅસ્સબીલને જોઈ લીધો હોત તો તેમને ખબર પડી જાત કે માનવી માટે ઉત્ક્રાંતિનો સાચો માર્ગ આ જ સવાઅસ્સબીલ છે, નહીં કે વક્ર રેખા ઉપર એક અંતિમ છેડાથી બીજા અંતિમ છેડા તરફ ધક્કા ખાધા કરવાં.

(૩૬) લોકોની આ માન્યતા ખોટી છે કે નસારા **نصارٰی** શબ્દ નાસિરા **ناصرہ** ઉપરથી લેવામાં આવ્યો છે જે મસીહ અ.સ.નું વતન હતું. હકીકતમાં આનું મૂળ નુસરત **نصرت** છે અને તેનો આધાર એ કથન છે જે મસીહ અ.સ.ના સવાલના જવાબમાં **مَنْ اَنْصَارِیْٓ اِلَی اللّٰہِ** (ખુદાના માર્ગમાં કોણ લોકો મારા મદદગાર છે?) ના જવાબમાં હવારીઓએ કહ્યું હતું કે **نَحْنُ اَنْصَارُ اللّٰہِ** (અમે અલ્લાહના કામમાં મદદગાર છીએ). ખ્રિસ્તી લેખકોને સામાન્ય રીતે બાહ્ય સરખાપણું જોઈને એવી ગેરસમજ થઈ કે ખ્રિસ્તી ધર્મના આરંભિક ઈતિહાસમાં નાસિરીયાહ (Nazarenes) નામનો એક પંથ હતો જેને ધૃણાપૂર્વક નાસિરી અને ઐબૂની કહેવામાં આવતો હતો, એમના જ નામને કુર્આને તમામ ખ્રિસ્તીઓ માટે ઉપયોગ કર્યો છે. પરંતુ અહીં કુર્આન સ્પષ્ટ રીતે કહી રહ્યું છે કે તેમણે પોતે

فَمَنْ يَّمْلِكُ مِنَ اللّٰهِ شَيْـًٔا اِنْ اَرَادَ اَنْ يُّهْلِكَ الْمَسِيْحَ
ابْنَ مَرْيَمَ وَ اُمَّهٗ وَ مَنْ فِى الْاَرْضِ جَمِيْعًا ؕ وَ لِلّٰهِ مُلْكُ
السَّمٰوٰتِ وَ الْاَرْضِ وَ مَا بَيْنَهُمَا ؕ يَخْلُقُ مَا يَشَآءُ ؕ وَ اللّٰهُ
عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ ﴿١٧﴾ وَ قَالَتِ الْيَهُوْدُ وَ النَّصٰرٰى نَحْنُ
اَبْنٰٓؤُا اللّٰهِ وَ اَحِبَّآؤُهٗ ؕ قُلْ فَلِمَ يُعَذِّبُكُمْ بِذُنُوْبِكُمْ ؕ بَلْ اَنْتُمْ
بَشَرٌ مِّمَّنْ خَلَقَ ؕ يَغْفِرُ لِمَنْ يَّشَآءُ وَ يُعَذِّبُ مَنْ يَّشَآءُ ؕ

**જો ખુદા મસીહ ઈબ્નેમર્યમને અને તેની માતા અને તમામ ધરતીનિવાસીઓને નષ્ટ કરી દેવા માગે તો કોની મગદૂર છે કે તેને આ ઈરાદાથી રોકી શકે ? અલ્લાહ તો ધરતી અને આકાશોનો અને એ તમામ વસ્તુઓનો માલિક છે જે ધરતી અને આકાશો વચ્ચે મોજુદ છે, જે ઈચ્છે તે પેદા કરે છે[૪૦] અને તેની કુદરત દરેક વસ્તુ ઉપર છવાયેલી છે.**

**યહૂદીઓ અને ખ્રિસ્તીઓ કહે છે કે અમે અલ્લાહના પુત્રો અને તેના વહાલાં છીએ. આમને પૂછો, તો પછી તે તમારા ગુનાઓ માટે તમને સજા શા માટે આપે છે ? હકીકતમાં તમે પણ એવા જ મનુષ્ય છો જેવા બીજા મનુષ્યો ખુદાએ પેદા કર્યા છે. તે જેને ઈચ્છે છે માફ કરે છે અને જેને ઈચ્છે છે સજા આપે છે.**

કહ્યું હતું કે અમે ''નસારા'' **نصارٰی** છીએ અને એ સ્પષ્ટ છે કે ખ્રિસ્તીઓએ તેમનું નામ કયારેય પણ નાસિરી નથી રાખ્યું. (આ મુદ્દાની વધુ સમજૂતી માટે પાન નં ૫૧૭ પર આપવામાં આવેલી પુરવણીમાં અલગથી નોંધ આપવામાં આવી છે.)

(૩૭) એટલે કે તમારી અમુક ચોરીઓ અને અપ્રમાણિકતાઓ ઉઘાડી પાડી દે છે જેમનું ઉઘાડું પાડવું સત્યદીનને કાયમ કરવા માટે અનિવાર્ય છે તથા અમુક પ્રત્યે આંખ આડા કાન કરી લે છે જેમને ઉઘાડવાની કોઈ વાસ્તવિક જરૂર નથી.

(૩૮) ''સલામતી'' નો અર્થ ખોટું જોવાથી, ખોટું અનુમાન કરવાથી અને ખોટું કરવાથી દૂર રહેવું તથા તેના પરિણામોથી સુરક્ષિત રહેવું છે. જે માણસ અલ્લાહના ગ્રંથ અને તેના પયગમ્બરના જીવનમાંથી માર્ગદર્શન પ્રાપ્ત કરે છે તેને આચાર અને વિચારની દરેક ચોકડી ઉપર એ ખબર પડી જાય છે કે કેવી રીતે તે ભૂલોથી કરવાથી બચતો રહે.

(૩૯) ખ્રિસ્તીઓએ શરૂઆતમાં મસીહ અ.સ.ના વ્યક્તિત્ત્વને માનવી અને ખુદાઈનું મિશ્રણ ઠરાવીને જે ભૂલ કરી હતી તેનું પરિણામ એ આવ્યું કે તેમના માટે મસીહના વ્યક્તિત્ત્વની હકીકત એક કોયડો બનીને રહી

وَ لِلّٰهِ مُلْكُ السَّمٰوٰتِ وَ الْاَرْضِ وَ مَا بَيْنَهُمَا ۚ وَ اِلَيْهِ الْمَصِيْرُ ﴿١٨﴾
يٰۤاَهْلَ الْكِتٰبِ قَدْ جَآءَكُمْ رَسُوْلُنَا يُبَيِّنُ لَكُمْ عَلٰى فَتْرَةٍ مِّنَ
الرُّسُلِ اَنْ تَقُوْلُوْا مَا جَآءَنَا مِنْۢ بَشِيْرٍ وَّ لَا نَذِيْرٍ ۚ فَقَدْ
جَآءَكُمْ بَشِيْرٌ وَّ نَذِيْرٌ ؕ وَ اللّٰهُ عَلٰى كُلِّ شَیْءٍ قَدِيْرٌ ﴿١٩﴾
وَ اِذْ قَالَ مُوْسٰى لِقَوْمِهٖ يٰقَوْمِ اذْكُرُوْا نِعْمَةَ اللّٰهِ عَلَيْكُمْ
اِذْ جَعَلَ فِيْكُمْ اَنْۢبِيَآءَ وَ جَعَلَكُمْ مُّلُوْكًا ۖۗ وَّ اٰتٰىكُمْ مَّا لَمْ يُؤْتِ
اَحَدًا مِّنَ الْعٰلَمِيْنَ ﴿٢٠﴾ يٰقَوْمِ ادْخُلُوا الْاَرْضَ الْمُقَدَّسَةَ




---

**આકાશો અને ધરતી અને તેમની સમસ્ત વસ્તુઓ તેની જાગીર છે, અને તેની જ તરફ બધાએ જવાનું છે.**

**હે ગ્રંથવાળાઓ ! અમારો આ પયગમ્બર એવા સમયે તમારી પાસે આવ્યો છે, અને દીનની સ્પષ્ટ તાલીમ તમને આપી રહ્યો છે, કે જ્યારે પયગમ્બરોના આગમનનો ક્રમ એક મુદ્દતથી બંધ હતો, કે જેથી તમે એમ ન કહી શકો કે અમારી પાસે કોઈ શુભસમાચાર આપનાર અને ડરાવનાર નથી આવ્યો. તો જુઓ ! હવે એ શુભસમાચાર આપનાર અને ડરાવનાર આવી ગયો — અને અલ્લાહ દરેક વસ્તુ કરવા માટે શકિતમાન છે.[૪૧] (રુકૂઅ-૩)**

**યાદ કરો જ્યારે મૂસાએ તેની કોમને કહ્યું હતું કે ‘હે મારી કોમના લોકો અલ્લાહની એ નિયામતને યાદ કરો જે તેણે તમને આપી હતી. તેણે તમારી અંદર પયગમ્બરો પેદા કર્યા, તમને શાસક બનાવ્યાં અને તમને એ બધું આપ્યું જે દુનિયામાં કોઈને આપ્યું ન હતું.[૪૨] હે મારી કોમના ભાઈઓ ! આ પવિત્ર ભૂમિમાં દાખલ થઈ જાઓ**

---

ગઈ જેને તેમના વિદ્વાનોએ નિરર્થક લખાણો અને કલ્પનાના ઘોડાં દોડાવીને ઉકેલવાનો જેટલો પ્રયાસ કર્યો તેટલા જ તેઓ તેમાં વધારેને વધારે ગૂંચવાતા ગયાં. એમનામાંથી જેના મગજમાં આ મિશ્ર વ્યક્તિત્ત્વના માનવીય પાસાએ વર્ચસ્વ ધારણ કર્યું તેણે મસીહના અલ્લાહના પુત્ર હોવા ઉપર અને ત્રણ ખુદાઓમાંથી એક હોવા ઉપર ભાર મૂક્યો. અને જેના મગજ ઉપર ખુદાઈના પાસાની અસર વધારે છવાઈ ગઈ તેણે મસીહ અ.સ.ને અલ્લાહતઆલાનો શારીરિક અવતાર ગણીને બરાબર અલ્લાહ જ બનાવી દીધાં અને અલ્લાહ

الَّتِیْ کَتَبَ اللّٰهُ لَکُمْ وَ لَا تَرْتَدُّوْا عَلٰۤی اَدْبَارِكُمْ فَتَنْقَلِبُوْا
خٰسِرِیْنَ ﴿۲۱﴾ قَالُوْا یٰمُوْسٰۤی اِنَّ فِیْهَا قَوْمًا جَبَّارِیْنَ ۖۗ وَ اِنَّا لَنْ
نَّدْخُلَهَا حَتّٰی یَخْرُجُوْا مِنْهَا ۚ فَاِنْ یَّخْرُجُوْا مِنْهَا فَاِنَّا دٰخِلُوْنَ ﴿۲۲﴾
قَالَ رَجُلٰنِ مِنَ الَّذِیْنَ یَخَافُوْنَ اَنْعَمَ اللّٰهُ عَلَیْهِمَا

**જે અલ્લાહે તમારા માટે લખી દીધી છે,[૪૩] પીછેહઠ ન કરો નહીં તો નિષ્ફળ અને નિરાશ પાછા ફરશો.''[૪૪] તેમણે જવાબ આપ્યો, ''હે મૂસા ! ત્યાં તો ભારે જોરાવર લોકો રહે છે, અમે ત્યાં કદાપિ જઈશું નહીં જ્યાં સુધી તેઓ ત્યાંથી નીકળી ન જાય. હા, જો તેઓ નીકળી ગયાં તો અમે દાખલ થવા માટે તૈયાર છીએ.'' એ ડરનારાઓમાં બે માણસો એવાં પણ હતાં[૪૫] જેમને અલ્લાહે તેની નિયામતથી નવાજેલા હતાં. તેમણે કહ્યું કે**

હોવાની હેસિયતથી જ મસીહની પૂજા કરી. એમની અંદર જેમણે મધ્યમાર્ગ કાઢવાનો પ્રયાસ કર્યો તેમણે તમામ શક્તિ એવા શાબ્દિક અર્થઘટનો શોધી કાઢવા પાછળ વાપરી જેનાથી મસીહ અ.સ.ને મનુષ્ય પણ કહી શકાય તથા તેનીસાથે ખુદા પણ માની શકાય, ખુદા અને મસીહ અ.સ. અલગ અલગ પણ હોય અને પછી એક પણ રહે. (જૂઓ સૂરઃ નિસા, નોંધ ક્રમાંક - ૨૧૨, ૨૧૩ અને ૨૧૫)

(૪૦) આ કથનમા એક સંકેત આપવામાં આવ્યો છે કે મસીહ અ.સ.ના અપવાદરૂપ જન્મ અને તેમની નૈતિક ખૂબીઓ તથા અનુભવી શકાય તેવાં ચમત્કારોને જોઈને જે લોકો એવા ભ્રમમાં પડી ગયાં કે મસીહ અ.સ. જ ખુદા છે તેઓ હકીકતમાં તદ્દન મૂર્ખ છે. મસીહ અ.સ. તો અલ્લાહના સર્જનની અસંખ્ય અજાયબીઓમાંથી માત્ર એક નમૂનો છે જેને જોઈને આ નબળી દ્રષ્ટિ ધરાવતા લોકોની આંખો અંજાઈ ગઈ. જો આ લોકોની નજર થોડી પણ વિશાળ હોત તો તેમને દેખાયું હોત કે અલ્લાહે તેના સર્જનમાં આનાથી પણ વધારે આશ્ચર્યજનક નમૂનાં રજૂ કર્યાં છે અને તેની શક્તિ અપાર છે. તેથી આ સાવ ઓછી અક્કલની વાત છે કે સર્જનની ખૂબીઓ જોઈને તેના માટે સર્જક હોવાનું અનુમાન કરી લેવામાં આવે. અકકલમંદ તો એ લોકો છે જે સર્જનની ખૂબીઓમાં સર્જકની ભવ્ય શક્તિની નિશાનીઓના દર્શન કરે છે અને તેમાંથી ઈમાનનો પ્રકાશ પ્રાપ્ત કરે છે.

(૪૧) આ પ્રસંગે આ વાકય ખૂબ જ અર્થસભર અને સુક્ષ્મ છે. આનો અર્થ આ પણ છે કે, જે ખુદા પહેલાં ખુશખબર આપનારાં અને ડરાવનારાં મોકલવા માટે શક્તિ ધરાવતો હતો તેણે જ મુહમ્મદ સ.અ.વ.ને આ સેવા માટે નીમ્યાં છે અને તે આવું કરવા માટે સમર્થ હતો. બીજો અર્થ આ છે કે, જો તમે આ ખુશખબર આપનાર અને ડરાવનારની વાત ન માની તો યાદ રાખો કે અલ્લાહ બધું જ કરી શકનાર અને શક્તિશાળી છે. કોઈપણ સજા કે જે તે તમને આપવા માગે અવરોધ વિના આપી શકે છે.

(૪૨) આ ઈશારો બનીઈસ્રાઈલની એ કાળની મહાનતા તરફ છે જે હઝરત મૂસા અ.સ.ના ઘણાં વખત

ادْخُلُوْا عَلَيْهِمُ الْبَابَ ۚ فَاِذَا دَخَلْتُمُوْهُ فَاِنَّكُمْ غٰلِبُوْنَ ۚ۬
وَعَلَى اللّٰهِ فَتَوَكَّلُوْۤا اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿۲۳﴾ قَالُوْا يٰمُوْسٰۤى اِنَّا
لَنْ نَّدْخُلَهَاۤ اَبَدًا مَّا دَامُوْا فِيْهَا فَاذْهَبْ اَنْتَ وَرَبُّكَ
فَقَاتِلَاۤ اِنَّا هٰهُنَا قٰعِدُوْنَ ﴿۲۴﴾ قَالَ رَبِّ اِنِّىْ لَاۤ اَمْلِكُ اِلَّا
نَفْسِىْ وَاَخِىْ فَافْرُقْ بَيْنَنَا وَبَيْنَ الْقَوْمِ الْفٰسِقِيْنَ ﴿۲۵﴾ قَالَ
فَاِنَّهَا مُحَرَّمَةٌ عَلَيْهِمْ اَرْبَعِيْنَ سَنَةً ۚ يَتِيْهُوْنَ فِى الْاَرْضِ ؕ

**“આ જોરાવર લોકોનો સામનો કરવા દરવાજામાં ધૂસી જાઓ, જ્યારે તમે અંદર પહોંચી જશો ત્યારે તમે જ વિજયી રહેશો. અલ્લાહ ઉપર ભરોસો રાખો જો તમે મોમિન હોવ.” પરંતુ તેમણે ફરી આમ જ કહ્યું કે ‘હે મૂસા ! અમે તો ત્યાં કદાપિ જઈશું નહીં જ્યાં સુધી તેઓ ત્યાં મોજૂદ છે. બસ તમે અને તમારો માલિક, બંને જાઓ અને લડો, અમે અહીં બેઠાં છીએ.” આ સાંભળીને મૂસાએ કહ્યું “હે મારા માલિક ! મારા અખત્યારમાં કોઈ નથી પરંતુ મારી પોતાની જાત અથવા મારો ભાઈ, તેથી તું અમને આ નાફરમાન લોકોથી અલગ કરી દે.” અલ્લાહે જવાબ આપ્યો “સારૂં, તો એ દેશ ચાળીસ વરસ સુધી આ લોકો માટે હરામ છે, આ લોકો ધરતીમાં ભટકતાં ફરશે,[૪૬]**

પહેલાં તેમને પ્રાપ્ત હતી. એક તરફ હઝરત ઈબ્રાહીમ અ.સ., યાકૂબ અ.સ. અને યૂસુફ અ.સ. જેવાં આદરણીય પયગમ્બરો તેમની અંદર જન્મ્યાં અને બીજી તરફ હઝરત યૂસુફ અ.સ.ના જમાનામાં, તથા તેમના પછી ઈજિપ્તમાં તેમને મહાન સત્તા પ્રાપ્ત થઈ. લાંબા સમય સુધી આ જ લોકો એ જમાનાના સભ્ય જગતના સૌથી મોટા શાસકો હતાં અને તેમની સત્તા ઈજિપ્ત અને તેની આસપાસના વિસ્તારોમાં વ્યાપેલી હતી. સામાન્ય રીતે લોકો બનીઈસ્રાઈલના ઉત્થાનનો ઈતિહાસ હઝરત મૂસા અ.સ.થી શરૂ કરે છે પરંતુ કુર્આન આ જગ્યાએ સ્પષ્ટ કરે છે કે બનીઈસ્રાઈલનો અસલ ઉત્થાનકાળ હઝરત મૂસા અ.સ.ની પહેલાં આવી ગયો હતો જેને હઝરત મૂસા અ.સ.પોતે તેમની કોમની સમક્ષ તેના ભવ્ય ભૂતકાળની હેસિયતથી રજૂ કરતા હતાં.

(૪૩) આનો અર્થ ફિલિસ્તીનની ભૂમિ છે જે હઝરત ઈબ્રાહીમ અ.સ., હઝરત ઈસ્હાક અ.સ. અને હઝરત યાકૂબ અ.સ.નું વતન હતું. બનીઈસ્રાઈલ જયારે ઈજિપ્તમાંથી નીકળી આવ્યાં ત્યારે આ જ ભૂમિને અલ્લાહતઆલાએ તેમના માટે નિયત કરી અને હુકમ આપ્યો કે જઈને તેને જીતી લો.

(૪૪) હઝરત મૂસા અ.સ.નું આ પ્રવચન એ વખતનું છે જયારે ઈજિપ્તમાંથી નીકળ્યાના લગભગ બે

# બનીઈસ્રાઈલનું જંગલ ભ્રમણ




**સમજૂતી :**

હઝરત મૂસા અ.સ. બનીઈસ્રાઈલને મિસ્રમાંથી લઈને સીનાના દ્વિપકલ્પમાં મારહ અને ઈદીમના રસ્તે થઈને સીના પર્વતની તરફ આવ્યાં અને એક વરસ કરતાં થોડા વધારે સમયની મુદ્દત સુધી એ જ જગ્યાએ રોકાયેલા રહ્યાં. અહીં તૌરાતના મોટાભાગના હુકમો આપની ઉપર ઉતર્યા. પછી આપને હુકમ થયો કે બનીઈસ્રાઈલને લઈને ફિલિસ્તીન તરફ જાઓ અને તેને જીતી લો કારણ કે તે બનીઈસ્રાઈલને લઈને તબઈર અને હસીરાત ના રસ્તે પ્રતિનિધિમંડળ ફિલિસ્તીનની પરિસ્થિતિનો અભ્યાસ કરવા માટે મોકલ્યું. કાદસ મુકામે આ પ્રતિનિધિમંડળે આવીને તેનો અહેવાલ આપ્યો. હઝરત યૂશઅ અને કાલિબ સિવાય સમગ્ર અહેવાલ તદ્દન હતાશાજનક હતો જેને સાંભળીને બનીઈસ્રાઈલ ચિત્કારી ઉઠયાં અને તેમણે ફિલિસ્તીનની કૂચ પર જવા માટે ના પાડી દીધી. ત્યારે અલ્લાહતઆલાએ હુકમ આપ્યો કે હવે આ લોકો ૪૦ વરસ સુધી આ જ વિસ્તારમાં ભટકતાં રહેશે અને તેમની હાજર પેઢી યૂશઅ અને કાલિબ સિવાય, ફિલિસ્તીન જોવા પામશે નહીં. આના પછી બનીઈસ્રાઈલ ફારાનના મેદાનમાં, શૂર અને સીનના જંગલો વચ્ચે મુસીબતોમાં ભટકતા રહ્યાં, અને અમાલિકા, ઉમ્મૂરી, ઉદુમી, નદિયાની અને મૂઆલના લોકો સાથે લડતા રહ્યાં, જ્યારે ચાલીસ વરસ પૂરા થવા આવ્યાં ત્યારે ઉદુમીની સરહદની નજીક હૂરપર્વત ઉપર હારૂન અ.સ.નું અવસાન થયું પછી હઝરત મૂસા અ.સ. બનીઈસ્રાઈલને લઈને મૂઆબ વિસ્તારમાં પ્રવેશ્યાં. અને સમગ્ર વિસ્તારને જીતતા જીતતા હસબૂન અને શત્તીમ સુધી પહોંચી ગયાં. અહીં અબારીમ પર્વત ઉપર હઝરત મૂસા અ.સ.નું અવસાન થયું અને તેમના પછી આપના પહેલા ખલીફા હઝરત યૂશએ પૂર્વ તરફથી જોર્ડન નદી ને ઓળંગીને યરાયકો (અરીકા) નગરને જીતી લીધો. આ ફિલિસ્તીનનો પહેલો શહેર હતો જે બનીઈસ્રાઈલના કબજા હેઠળ આવ્યો. ત્યાર પછી થોડા જ સમયગાળામાં સમગ્ર ફિલિસ્તીન જીતી લેવામાં આવ્યું આ નકશામાં ઈલા (પ્રાચીન નામ ઈબાત અને આજનું નામ અકબા) એ જગ્યા છે જ્યાં લગભગ અસ્હાબેસબ્તની એ પ્રખ્યાત ઘટના ઘટી હતી જેનો ઉલ્લેખ સૂરઃ બકરહના રુકૂઅ - ૮ અને સૂરઃ આ'રાફના રુકૂઅ ૨૧માં કરવામાં આવ્યો છે.



فَلَا تَأْسَ عَلَى الْقَوْمِ الْفٰسِقِيْنَ ﴿٢٦﴾ وَاتْلُ عَلَيْهِمْ نَبَاَ
ابْنَيْ اٰدَمَ بِالْحَقِّ ۘ اِذْ قَرَّبَا قُرْبَانًا فَتُقُبِّلَ مِنْ اَحَدِهِمَا
وَلَمْ يُتَقَبَّلْ مِنَ الْاٰخَرِ ؕ قَالَ لَاَقْتُلَنَّكَ ؕ قَالَ اِنَّمَا
يَتَقَبَّلُ اللّٰهُ مِنَ الْمُتَّقِيْنَ ﴿٢٧﴾ لَئِنْۢ بَسَطْتَّ اِلَيَّ يَدَكَ

النصف

**આ નાફરમાન લોકોની હાલત ઉપર કદાપિ તરસ ન ખાઓ.[૪૭] (રુકૂઅ-૪)**

**અને જરા આમને આદમના બે પુત્રોનો કિસ્સો પણ વધઘટ વિના સંભળાવી દો. જ્યારે તે બંનેએ કુરબાની કરી ત્યારે તેમનામાંથી એકની કુરબાની કબૂલ કરવામાં આવી અને બીજાની ન કરવામાં આવી. તેણે કહ્યું "હું તને મારી નાખીશ." તેણે જવાબ આપ્યો "અલ્લાહ તો સંયમી લોકોની જ કુરબાનીઓ સ્વીકારે છે.[૪૮] જો તું મને મારી નાખવા માટે**

વર્ષ પછી તેમણે તેમની કોમને લઈને ફારાનના રણમાં પડાવ નાખ્યો હતો. આ રણ સીનાના દ્વિપકલ્પમાં અરબસ્તાનની ઉત્તર તથા ફિલિસ્તીનની દક્ષિણ સીમા સાથે અડીને આવેલું છે.

(૪૫) قَالَ رَجُلَانِ مِنَ الَّذِيْنَ يَخَافُوْنَ ના બે અર્થ થઈ શકે છે : એક આ કે, જે લોકો જુલમ કરનારાઓથી ડરી રહ્યા હતાં તેમનામાંથી બે માણસો બોલી ઉઠ્યાં. બીજો આ કે, જે લોકો ખુદાથી ડરનારા હતાં તેમાંથી બે માણસોએ આ વાત કહી.

(૪૬) આ કિસ્સાની વિગતો બાઇબલના પુસ્તક ગણના, પુનર્નિયમ અને યહોશુઆમાં જોવા મળશે. આનો ટૂંકસાર આ છે કે, હઝરત મૂસા અ.સ.એ ફારાનના રણમાંથી બનીઈસ્રાઈલના ૧૨ સરદારોને ફિલિસ્તીનના અહેવાલ લેવા માટે મોકલ્યાં કે જઈને ત્યાંની પરિસ્થિતિ વિષે જાણી લાવે. આ લોકો ચાળીસ દિવસનો પ્રવાસ કરીને ત્યાંથી પાછા ફર્યાં અને તેમણે કોમની આમસભામાં જણાવ્યું કે, "ખરેખર ત્યાં દૂધ અને મધની નહેરો વહે છે, પરંતુ જે લોકો ત્યાં હાલ વસે છે તેઓ ઘણાં બળવાન છે...... આપણે એ લાયક નથી કે તેમની ઉપર હુમલો કરીએ........ ત્યાં જેટલાં માણસો અમે જોયાં તે બધાં જ કદાવર છે અને અમે ત્યાં બનીઉનાકને પણ જોયાં જે જાલિમ છે અને જાલિમોના વંશ જ છે, અને અમે તો અમારી જ નજરમાં એવાં હતાં જેમ કે તીડ હોય છે અને એવા જ અમે તેમની નજરમાં જ હતાં." આ વર્ણન સાંભળીને સમગ્ર સભા ચિત્કાર કરી ઉઠી કે હાય અફસોસ! અમે મિસ્રમાં જ મરી ગયાં હોત ! અથવા અમે રણમાં જ મરી ગયાં હોત ! હે ખુદા, તું શા માટે અમને એ દેશમાં લઈ જઈને તલવારથી કતલ કરાવવા માગે છે ? આવું થાય તો અમારી પત્નીઓ અને બાળકો લૂંટનો માલ બની જશે. શું અમારા માટે એ વધારે સારૂં નહીં હોય કે અમે મિસ્ર પાછા જતાં રહીએ ?" પછી તેઓ એકબીજાને કહેવા લાગ્યાં કે આવો આપણે કોઈ એક માણસને આપણો સરદાર બનાવી લઈએ અને મિસ્ર પાછા જતાં રહીએ. આ સાંભળીને એ ૧૨ સરદારો કે જેમને ફિલિસ્તીનનો પ્રવાસ કરવા માટે મોકલવામાં

لِتَقْتُلَنِيْ مَآ اَنَا بِبَاسِطٍ يَّدِيَ اِلَيْكَ لِاَقْتُلَكَ ۚ اِنِّيْٓ اَخَافُ
اللّٰهَ رَبَّ الْعٰلَمِيْنَ ﴿٢٨﴾ اِنِّيْٓ اُرِيْدُ اَنْ تَبُوْٓاَ بِاِثْمِيْ وَاِثْمِكَ فَتَكُوْنَ
مِنْ اَصْحٰبِ النَّارِ ۚ وَذٰلِكَ جَزٰٓؤُا الظّٰلِمِيْنَ ﴿٢٩﴾ ۚ فَطَوَّعَتْ لَهٗ
نَفْسُهٗ قَتْلَ اَخِيْهِ فَقَتَلَهٗ فَاَصْبَحَ مِنَ الْخٰسِرِيْنَ ﴿٣٠﴾

**તારો હાથ ઉગામશે તો હું તને મારી નાખવા માટે હાથ નહીં ઉગામું,[૪૯] હું અલ્લાહ, જગતના માલિકથી ડરું છું. હું ઈચ્છું છું કે મારો અને તારો ગુનો તું જ સમેટી લે[૫૦] અને દોજખી બનીને રહે. જુલમીઓના જુલમનો આ જ યોગ્ય બદલો છે.'' છેવટે તેના મને તેના ભાઈની હત્યા તેના માટે સરળ કરી દીધી અને તે તેને મારીને એ લોકોમાં સામેલ થઈ ગયો જે નુકસાન ભોગવનારાં છે.**

આવ્યા હતાં, તેમાંથી બે સરદારો યૂશઅ અને કાલિબ ઊભા થયાં અને તેમણે આ કાયરતા બદલ લોકોને ઠપકો આપ્યો. કાલિબે કહ્યું, ''ચાલો, આપણે એકાએક ઘૂસી જઈ એ દેશ ઉપર કબજો કરી લઈએ કેમ કે આપણે એ લાયક છીએ કે તેની ઉપર રાજ કરીએ.'' પછી બંનેએ એકી સાથે કહ્યું, ''જો ખુદા અમારાથી ખુશ રહે તો તે આપણને એ દેશમાં પહોંચાડશે. ફક્ત એટલું થવું જોઈએ કે તમે ખુદા સામે બગાવત ન કરો અને ન તો આ દેશના લોકોથી ડરો. અને અમારી સાથે માલિક છે તેથી તેમનાથી ન ડરો.'' પરંતુ લોકોએ તેનો આવો જવાબ આપ્યો કે ''આમને પથ્થરો મારીને મારી નાખો.'' છેવટે અલ્લાહતઆલાનો ક્રોધ ભભૂકયો અને તેણે ફેંસલો કર્યો કે, સારૂં, હવે યૂશઅ અને કાલિબ સિવાય આ કોમના પુખ્તવયના પુરુષોમાંથી કોઈપણ એ ભૂમિમાં પ્રવેશ કરી શકશે નહીં. આ કોમ ૪૦ વર્ષ સુધી રઝળપાટ કરશે, એટલે સુધી કે જયારે આમાંથી ૨૦ વર્ષથી લઈને ઉપરની ઉંમરના બધાં જ પુરૂષો મૃત્યુ પામશે અને નવી પેઢી યુવાન થઈને ઊભી થશે ત્યારે તેમને પેલેસ્ટાઈન જીતી લેવાની તક આપવામાં આવશે. આમ, આ ખુદાઈ ફેંસલા પ્રમાણે બનીઇસ્રાઈલને ફારાનના રણથી પૂર્વ જોર્ડન સુધી પહોંચવામાં પૂરા ૩૮ વર્ષ લાગ્યાં. આ સમય દરમ્યાન એ બધા જ લોકો મરી ગયાં જે યુવાનીમાં ઇજિપ્તમાંથી નીકળ્યા હતાં. પૂર્વ જોર્ડન જીતી લીધા પછી હઝરત મૂસા અ.સ.નું પણ અવસાન થઈ ગયું. ત્યારપછી હઝરત યૂશઅ બિન નૂનના શાસનકાળમાં બનીઇસ્રાઈલ એલાયક થઈ ગયાં કે ફિલિસ્તીને જીતી શકે.

(૪૭) અત્રે આ કિસ્સાનો હવાલો આપવાનો આશય પ્રવચનના સિલસિલા ઉપર વિચાર કરવાથી સ્પષ્ટપણે સમજાઈ જાય છે. આ કિસ્સાનો સંદર્ભ આપીને હકીકતમાં બનીઇસ્રાઈલને એ જણાવવાનો આશય છે કે મૂસા અ.સ.ના જમાનામાં નાફરમાની, વિચલન અને હતાશા દાખવીને તમે જે સજા પામ્યા હતાં હવે તેના કરતાં ઘણી વધારે આકરી સજા મુહમ્મદ સ.અ.વ.ની સામે બગાવતનો માર્ગ અપનાવીને પામશો.

(૪૮) એટલે કે તારી કુરબાની જો સ્વીકારવામાં આવી નહીં તો તે કોઈ મારી ભૂલના કારણે નથી બલ્કે તારી અંદર સંયમ ન હોવાના લીધે છે. એટલા માટે મારો જીવ લેવાને બદલે તારી અંદર સંયમ પેદા કરવાની

فَبَعَثَ اللّٰهُ غُرَابًا يَّبْحَثُ فِى الْاَرْضِ لِيُرِيَهٗ كَيْفَ يُوَارِىْ
سَوْءَةَ اَخِيْهِ ؕ قَالَ يٰوَيْلَتٰٓى اَعَجَزْتُ اَنْ اَكُوْنَ مِثْلَ هٰذَا الْغُرَابِ
فَاُوَارِىَ سَوْءَةَ اَخِىْ ۚ فَاَصْبَحَ مِنَ النّٰدِمِيْنَ ﴿۳۱﴾ ۛۚ مِنْ اَجْلِ
ذٰلِكَ ۛۚ كَتَبْنَا عَلٰى بَنِىْٓ اِسْرَآءِيْلَ اَنَّهٗ مَنْ قَتَلَ نَفْسًۢا بِغَيْرِ

**પછી અલ્લાહે એક કાગડો મોકલ્યો જે જમીન ખોદવા લાગ્યો કે જેથી તેને દેખાડે કે તેના ભાઈની લાશ કેવી રીતે છુપાવે. આ જોઈને તે બોલ્યો, અફસોસ છે મારી જાત ઉપર ! હું આ કાગડા જેવો પણ ન થઈ શકયો કે મારા ભાઈની લાશ છુપાવવાનો ઉપાય શોધી કાઢત.'[૫૧] આ પછી તે તેની કરણી ઉપર ખૂબ પસ્તાયો.'[૫૨]**

**એટલા જ માટે બનીઈસ્રાઈલ માટે અમે આ કાનૂન લખી દીધો[૫૩] હતો કે 'જેણે કોઈ માણસના ખૂનના**

---

ચિંતા કરવી જોઈએ.

(૪૯) આનો અર્થ આ નથી કે જો તું મને મારી નાખવા માટે આવે ત્યારે હું તારી સામે હાથ બાંધીને કતલ થવા માટે બેસી જઈશ અને બચાવ નહીં કરૂં. બલ્કે આનો અર્થ આ છે કે તું મારા જીવની પાછળ પડતો હોય તો પડ, હું તારો જીવ લેવા પાછળ નહીં પડું. તું મારી હત્યાની યુક્તિ કરવા માગતો હોય તો એનો તને અખત્યાર છે પરંતુ હું એ જાણી લીધા પછી પણ કે તું મારી હત્યાની તૈયારીઓ કરી રહ્યો છે એવી કોશિશ કરીશ નહીં કે પહેલાં હું જ તને મારી નાખું. અત્રે આ વાત સમજી લેવાની જરૂર છે કે એક માણસ પોતાની જાતને હત્યારાની સામે રજૂ કરી દે અને જુલમી હુમલા સામે બચાવ ન કરે તો આ કોઈ સત્કર્મ નથી. અલબત્ત, સત્કર્મ આ છે કે જો કોઈ માણસ મારી હત્યાની પાછળ લાગેલો હોય અને હું જાણતો હોઉં કે તે મારા લાગમાં આવી ગયેલો છે તો પણ હું તેની હત્યા વિષે ફિકર ન કરું અને એ વાતને વધારે પસંદગી આપું કે જુલમી પગલું તેના તરફથી લેવાય, નહીં કે મારા તરફથી. આ હતો મતલબ એ વાતનો જે આદમ અ.સ.ના આ નેક પુત્રે કહી.

(૫૦) એટલે કે એકબીજાની હત્યા કરવાની કોશિશમાં અમે બન્ને ગુન્હેગાર બનીએ તેના બદલે હું આને સારૂં માનું છું કે બન્નેનો ગુન્હો એકલા તારા જ ભાગમાં આવે, તારા પોતાના હત્યાના પગલાંનો ગુન્હો પણ અને એ નુકસાનનો ગુન્હો પણ જે મારો જીવ બચાવવાનો પ્રયાસ કરતાં મારા હાથે તને પહોંચે.

(૫૧) આવી રીતે અલ્લાહતઆલાએ એક કાગડા વડે આદમના આ દુરાચારી દીકરાને તેની અજ્ઞાનતા અને મૂર્ખાઈ માટે ચેતવ્યો અને જયારે તેને એક વખતે તેના મન તરફ ધ્યાન કરવાની તક મળી ગઈ ત્યારે તેનો પસ્તાવો એટલે સુધી જ મર્યાદિત ન રહ્યો કે શા માટે તે શબને સંતાડવાનો ઉપાય શોધવામાં કાગડાથી પાછળ રહી ગયો, બલ્કે તેને એમ પણ લાગવા માંડયું કે તેણે તેના ભાઈની હત્યા કરીને બહુ જ મોટી અજ્ઞાનતાનો પુરાવો

نَفْسٍ اَوْ فَسَادٍ فِي الْاَرْضِ فَكَاَنَّمَا قَتَلَ النَّاسَ جَمِيْعًا ۭ وَمَنْ
اَحْيَاهَا فَكَاَنَّمَآ اَحْيَا النَّاسَ جَمِيْعًا ۭ وَلَقَدْ جَاۗءَتْهُمْ رُسُلُنَا
بِالْبَيِّنٰتِ ۡ ثُمَّ اِنَّ كَثِيْرًا مِّنْهُمْ بَعْدَ ذٰلِكَ فِي الْاَرْضِ لَمُسْرِفُوْنَ ۝٣٢
اِنَّمَا جَزٰۗؤُا الَّذِيْنَ يُحَارِبُوْنَ اللّٰهَ وَرَسُوْلَهٗ وَيَسْعَوْنَ فِي الْاَرْضِ

**બદલે અથવા ધરતી ઉપર બગાડ ફેલાવવા સિવાય અન્ય કોઈ કાણસર હત્યા કરી તેણે જાણે કે તમામ મનુષ્યોની હત્યા કરી નાખી અને જેણે કોઈનો જીવ બચાવ્યો તેણે જાણે કે તમામ મનુષ્યોને જીવન બક્ષી દીધું.''[૫૪] પરંતુ તેમની હાલત આ છે કે અમારા પયગમ્બરો એક પછી એક તેમની પાસે સ્પષ્ટ આદેશો લઈને આવ્યાં તો પણ તેમનામાંથી ઘણાં લોકો ધરતી ઉપર અત્યાચારો કરનારાં છે.**

**જે લોકો અલ્લાહ અને તેના પયગમ્બર સાથે લડે છે અને ધરતી ઉપર એટલા માટે દોડધામ કરતા ફરે છે**

આપ્યો છે. પાછળનું વાકય કે, તે તેની કરણી બદલ પસ્તાયો, આ જ અર્થ માટે દલીલ આપે છે.

(૫૨) અત્રે આ ઘટનાનો ઉલ્લેખ કરવાનો આશય યહૂદીઓને તેમના ષડ્યંત્ર માટે નજાકતભરી રીતે ઠપકો આપવાનો છે જે તેમણે નબી સ.અ.વ. અને આપના ઉચ્ચ પ્રતિષ્ઠાવાન સાથીઓની હત્યા કરવા માટે રચ્યું હતું. (જૂઓ આ જ સૂરઃની નોંધ ક્રમાંક - ૩૦). બન્ને ઘટનાઓમાં સરખાપણું સ્પષ્ટપણે દેખાય છે. એ વાત કે અલ્લાહતઆલાએ અરબસ્તાનના આ અભણ લોકોને સ્વીકૃતિનો દરજ્જો આપ્યો અને એ જૂના ગ્રંથવાળાઓને રદ કરી દીધાં, બિલકુલ એ આધાર ઉપર હતો કે એક તરફ સંયમ હતું અને બીજી તરફ સંયમ ન હતું. પરંતુ આ લોકો કે જેમ ને રદ કરી દેવામાં આવ્યા હતાં, તેઓ તેમની હકાલપટ્ટીના કારણ ઉપર વિચાર કરતે અને એ ભૂલની ભરપાઈ કરવા તરફ વળતે કે જેના કારણે તેમને રદ કરી દેવામાં આવ્યા હતાં, તેના બદલે તેમની ઉપર એ જ અજ્ઞાનતાનું ભૂત છવાઈ ગયું જેમાં આદમ અ.સ.નો એ દુરાચારી પુત્ર સપડાઈ ગયો હતો અને તેની જેમ જ તેઓ એ લોકોની હત્યા કરવા માટે તૈયાર થઈ ગયાં જેમને ખુદાએ સ્વીકૃતિ બક્ષી હતી. જો કે દેખીતું હતું કે આવી અજ્ઞાનતાપૂર્ણ હરકતો વડે તેઓ ખુદાના સ્વીકૃત બંદા બની શકતા ન હતાં. બલ્કે આ કરતૂકો તેમને વધારે તિરસ્કૃત બનાવનારા હતાં.

(૫૩) એટલે કે બનીઇસ્રાઈલમાં એ જ લક્ષણોની નિશાનીઓ જોવા મળતા હતી જેમનું પ્રદર્શન આદમ અ.સ.ના એ જુલમી દીકરાએ કર્યું હતું. એટલા માટે અલ્લાહતઆલાએ તેમને જીવહત્યાથી દૂર રહેવાની કડક તાકીદ કરી હતી અને પોતાના હુકમમાં આ શબ્દો લખ્યા હતાં. અફસોસની વાત છે કે, આજે જે બાઈબલ ઉપલબ્ધ છે તે ખુદાઈ ફરમાનના આ મૂલ્યવાન શબ્દો ધરાવતી નથી. અલબત્ત, તલમૂદમાં આ વિષયનું વર્ણન આ પ્રમાણે કરવામાં આવ્યું છે : ''જેણે ઈસ્રાઈલના એક જીવની હત્યા કરી, અલ્લાહના ગ્રંથની નજરમાં જાણે

فَسَادًا اَنْ يُّقَتَّلُوْٓا اَوْ يُصَلَّبُوْٓا اَوْ تُقَطَّعَ اَيْدِيْهِمْ وَ اَرْجُلُهُمْ
مِّنْ خِلَافٍ اَوْ يُنْفَوْا مِنَ الْاَرْضِ ؕ ذٰلِكَ لَهُمْ خِزْيٌ فِي
الدُّنْيَا وَ لَهُمْ فِي الْاٰخِرَةِ عَذَابٌ عَظِيْمٌ ۙ﴿۳۳﴾ اِلَّا الَّذِيْنَ
تَابُوْا مِنْ قَبْلِ اَنْ تَقْدِرُوْا عَلَيْهِمْ ۚ فَاعْلَمُوْٓا اَنَّ

**કે અરાજકતા ફેલાવે[૫૫] તેમની સજા આ છે કે તેમને કતલ કરવામાં આવે, અથવા શૂળીએ ચઢાવવામાં આવે, અથવા તેમના હાથ અને પગ સામસામી બાજુએથી કાપી નાખવામાં આવે, અથવા તેમને દેશનિકાલ કરી દેવામાં આવે.[૫૬] આ નામોશી અને અપમાન તો તેમના માટે દુનિયામાં છે અને આખિરતમાં તેમના માટે આના કરતાં મોટી સજા છે. પરંતુ જે લોકો તૌબા કરી લે, એ પહેલાં કે તમે તેમની ઉપર કાબૂ મેળવો — તો તમને ખબર હોવી જોઈએ કે**

તેણે સમસ્ત જગતની હત્યા કરી અને જેણે ઈસ્રાઈલના એક જીવની રક્ષા કરી, અલ્લાહના ગ્રંથની નજીક તેણે જાણે સમસ્ત જગતની રક્ષા કરી.'' અને આવી જ રીતે તલમૂદમાં એમ પણ કહેવામાં આવ્યું છે કે, હત્યાના ખટલાઓમાં બની ઈસ્રાઈલના ન્યાયાધીશો સાક્ષીઓને ઉદ્દેશીને હંમેશાં કહેતા હતાં કે ''જે માણસ એક માનવીની જીવ હત્યા કરે છે તે એવી રીતે પૂછવાને પાત્ર છે કે જાણે તેણે દુનિયાભરના મનુષ્યોની હત્યા કરી છે.''

**(૫૪)** આનો અર્થ આ છે કે દુનિયામાં માનવજાતિના જીવનના અસ્તિત્ત્વનો આધાર એ વાત ઉપર છે કે દરેક માનવીના દિલમાં બીજા મનુષ્યોના જીવ માટે આદર હોય અને દરેક બીજાના જીવનના અસ્તિત્ત્વ તથા રક્ષણમાં મદદગાર થવાની ભાવના ધરાવતો હોય. જે માણસ નાહક કોઈનો જીવ લે છે તે ફકત એક જ વ્યક્તિ ઉપર અત્યાચાર કરતો નથી બલ્કે તે એમ પણ સાબિત કરે છે કે તેનું હૃદય માનવજીવના આદરથી તથા માનવજાતિની હમદર્દીની લાગણીથી ખાલી છે, એટલા માટે તે સમસ્ત માનવજાતિનો દુશ્મન છે, કેમ કે તેની અંદર એ ગુણ જોવા મળે છે જે જો માનવજાતિની બધી જ વ્યક્તિઓમાં જોવા મળે તો સમગ્ર માનવજાતિનો નાશ થઈ જાય. આનાથી ઊલટું, જે માણસ માનવજીવનને ટકાવવામાં મદદગાર બને છે તે હકીકતમાં માનવતાનો હિમાયતી છે કેમ કે તેની અંદર એ લક્ષણ જોવા મળે છે જેની ઉપર માનવજાતિના અસ્તિત્ત્વનો આધાર છે.

**(૫૫)** ધરતીનો અર્થ અહીં એ દેશ અથવા પ્રદેશ છે જેમાં સુલેહ-શાંતિ પ્રસ્થાપવાની જવાબદારી ઈસ્લામી રાજયે માથે લીધેલી હોય, અને ખુદા અને પયગમ્બર સામે લડવાનો અર્થ સદાચારી વ્યવસ્થાની સામે યુદ્ધ કરવાનો છે જે ઈસ્લામી રાજયે દેશમાં સ્થાપેલી હોય. અલ્લાહતઆલા આવું જ ઈચ્છે છે અને એટલા જ માટે તેણે તેનો પયગમ્બર મોકલ્યો હતો કે ધરતીમાં એક સુવ્યવસ્થિત તંત્રની સ્થાપના થાય જે માનવી, પશુઓ, વૃક્ષો અને એ દરેક વસ્તુ કે જે આ ધરતી ઉપર રહેલી છે, તેને શાંતિ ઉપલબ્ધ કરાવે, જેની હેઠળ માનવતા તેની ઈચ્છિત પ્રાકૃતિક પૂર્ણતાએ પહોંચી શકે, જેની હેઠળ ધરતીની સંપત્તિનો એવી રીતે ઉપયોગ કરવામાં આવે કે તે




اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٣٤﴾ يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اتَّقُوا اللّٰهَ وَابْتَغُوْۤا
اِلَيْهِ الْوَسِيْلَةَ وَجَاهِدُوْا فِىْ سَبِيْلِهٖ لَعَلَّكُمْ تُفْلِحُوْنَ ﴿٣٥﴾

**અલ્લાહ માફ કરનાર અને દયાળુ છે.[૫૭] (રુકૂઅ-૫)**

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, અલ્લાહથી ડરો અને તેની સમક્ષ દરબારમાં હાજર થવાનો રસ્તો શોધો,[૫૮] અને તેના માર્ગમાં જદ્દોજહદ કરો,[૫૯] કદાચ તમને સફળતા મળી જાય.**

માનવીની પ્રગતિમાં સહાયક બને, નહીં કે તેની તબાહી અને બરબાદીમાં. આવી વ્યવસ્થા જયારે ધરતીમાં કોઈપણ જગ્યાએ પ્રસ્થાપિત થઈ જાય ત્યારે તેને બગાડવાનો પ્રયાસ, પછી તે નાનાપાયે લૂંટફાટ અને રકતપાતની હદ સુધી મર્યાદિત હોય કે પછી મોટાપાયે આ વ્યવસ્થાને ઉથલાવી પાડવા માટે તેમજ આની જગ્યાએ કોઈ વિકૃત વ્યવસ્થાને પ્રસ્થાપિત કરવા માટેના પ્રયાસો હોય, હકીકતમાં તે અલ્લાહ અને તેના પયગમ્બરની સામે યુદ્ધ છે. આ એવું જ છે જાણે કે ભારતના ફોજદારી કાયદામાં એવી દરેક વ્યક્તિને, કે જે ભારતમાં બ્રિટિશ રાજયની સત્તા ઉથલાવવા માટે પ્રયાસ કરે, રાજાની વિરૂદ્ધ યુદ્ધ (Waging war against the king)નો ગુનો ગણવામાં આવતો હતો. ભલે પછી આવી કાર્યવાહી દેશના કોઈ અંતરિયાળ ખૂણામાં કોઈ સામાન્ય સૈનિકની વિરૂદ્ધ પણ કેમ ન હોય અને રાજા તેની પહોંચથી ગમે તેટલો દૂર હોય.

**(૫૬)** આ જુદી જુદી સજાઓ અહીં ટૂંકમાં દર્શાવી દેવામાં આવી છે જેથી ન્યાયાધીશ અથવા જે તે સમયનો શાસક ઈમામ તેની વિવેકબુદ્ધિથી દરેક અપરાધીને તેના અપરાધના પ્રકાર પ્રમાણે સજા આપે. મૂળ હેતુ એ દર્શાવવાનો છે કે કોઈપણ માણસ ઇસ્લામી રાજયની અંદર રહીને જો ઇસ્લામી વ્યવસ્થાને ઉથલાવવાનો પ્રયત્ન કરે તો તે સૌથી ખરાબ અપરાધ છે અને તેને આકરામાં આકરી સજાઓમાંથી કોઈપણ સજા આપી શકાય છે.

**(૫૭)** એટલે કે જો તેમણે ફિત્નાખોરીની પ્રવૃત્તિઓ છોડી દીધી હોય અને વ્યવસ્થાને ઉથલાવવાના અથવા તેને અસ્તવ્યસ્ત કરવાના પ્રયાસો મૂકી દીધાં હોય, અને ત્યારપછી તેમનો વ્યવહાર સાબિત કરતો હોય કે તેઓ શાંતિપ્રિય, કાયદાનું પાલન કરનારાં અને સદાચારી બની ગયાં છે, અને ત્યારપછી તેમના જૂના અપરાધોની ખબર પડે તો, એ સજાઓમાંથી કોઈ સજા તેમને આપવામાં નહીં આવે જેનો ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો છે. અલબત્ત, વ્યક્તિઓના હક્કો ઉપર જો તેમણે તરાપ મારી હશે તો તેની જવાબદારી તેમના માથે ચાલુ રહેશે. દા.ત. જો કોઈ વ્યક્તિની તેમણે હત્યા કરી હતી અથવા કોઈનો માલ હડપ કરી લીધો હતો અથવા અન્ય કોઈ અપરાધ માનવીના જાનમાલની વિરૂદ્ધ કર્યો હતો, તો આ જ અપરાધ અંગે ફોજદારી ખટલો તેમની સામે ચલાવવામાં આવશે, પરંતુ વિદ્રોહ, ગદ્દારી અને ખુદા તથા પયગમ્બરની સામે યુદ્ધનો કોઈ ખટલો તેમની સામે ચલાવવામાં આવશે નહીં.

**(૫૮)** એટલે કે એ દરેક માધ્યમ-સાધન-ની તલાશમાં રહો કે જેના વડે તમે ખુદાની નિકટતા પ્રાપ્ત કરી શકો અને તેની પ્રસન્નતા સુધી પહોંચી શકો.

**(૫૯)** આયતમાં શબ્દ જાહિદૂ **جَاهِدُوْا** નો ઉપયોગ કરવામાં આવ્યો છે જેનો અર્થ માત્ર ''જદ્દોજહ્દ''

إِنَّ الَّذِينَ كَفَرُوا لَوْ أَنَّ لَهُم مَّا فِي الْأَرْضِ جَمِيعًا وَمِثْلَهُ
مَعَهُ لِيَفْتَدُوا بِهِ مِنْ عَذَابِ يَوْمِ الْقِيَامَةِ مَا تُقُبِّلَ مِنْهُمْ ۖ
وَلَهُمْ عَذَابٌ أَلِيمٌ ﴿٣٦﴾ يُرِيدُونَ أَن يَخْرُجُوا مِنَ النَّارِ
وَمَا هُم بِخَارِجِينَ مِنْهَا ۖ وَلَهُمْ عَذَابٌ مُّقِيمٌ ﴿٣٧﴾ وَالسَّارِقُ
وَالسَّارِقَةُ فَاقْطَعُوا أَيْدِيَهُمَا جَزَاءً بِمَا كَسَبَا

**સારી પેઠે જાણી લો કે જે લોકોએ કુફ્રનું વલણ અપનાવ્યું છે, જો તેમના કબજામાં સમસ્ત ધરતીનું ધન હોય, અને એટલું જ બીજું તેની સાથે, અને તેઓ ઇચ્છે કે તેને મુક્તિદંડ તરીકે આપીને કયામતના દિવસની સજામાંથી બચી જાય, તો પણ તે તેમની પાસેથી સ્વીકારવામાં નહીં આવે અને તેમને પીડાકારી સજા મળીને જ રહેશે. તેઓ ઇચ્છશે કે જહન્નમની આગમાંથી ભાગી નીકળે પરંતુ નહીં નીકળી શકે અને તેમને કાયમી યાતના આપવામાં આવશે.**

**અને ચોર, પછી સ્ત્રી હોય કે પુરુષ, બન્નેના હાથ કાપી નાખો,[૬૦] આ તેમની કમાણીનો બદલો છે**

થી પૂરી રીતે સ્પષ્ટ થતો નથી. મુજાહિદા શબ્દમાં મુકાબલાનું તત્ત્વ જરૂરી છે અને આનું સાચું અર્થઘટન આ છે કે જે શક્તિઓ અલ્લાહના માર્ગમાં અવરોધક છે, જે તમને ખુદાની ઇચ્છા પ્રમાણે ચાલવાથી રોકે છે તેમજ તેના માર્ગથી ચલિત કરવાનો પ્રયાસ કરે છે, જે તમને સંપૂર્ણપણે ખુદાનો બંદો બનીને રહેવા દેતી નથી અને તમને તેમના અથવા અલ્લાહ સિવાય અન્યના ગુલામ બનવા માટે મજબૂર કરે છે, તેમની સામે તમારી તમામ શક્તિ કામે લગાડીને સંઘર્ષ અને પ્રયાસો કરો. આ જ સંઘર્ષ અને પ્રયાસો ઉપર તમારી સફળતાનો તેમજ ખુદા સાથે તમારી નિકટતાનો આધાર છે. આવી રીતે આ આયત દરેક મોમિન બંદાને દરેક મોરચા ઉપર સર્વતોમુખી લડાઈ લડવા માટે આદેશ આપે છે. એક તરફ લાનત પામેલો ઇબ્લીસ છે અને તેનું શૈતાની લશ્કર છે, બીજી તરફ મનુષ્યનું પોતાનું મન અને તેની વિદ્રોહી ઇચ્છાઓ છે, ત્રીજી તરફ ખુદાથી ફરી બેઠેલા ઘણાં મનુષ્યો છે જેમની સાથે માણસ દરેક પ્રકારના સામાજિક, સાંસ્કૃતિક અને આર્થિક સંબંધોથી બંધાયેલો છે. ચોથી તરફ એ મિથ્યા ધાર્મિક, સાંસ્કૃતિક અને રાજકીય વ્યવસ્થાઓ છે જે ખુદા સામે બગાવત કરીને પ્રસ્થાપિત કરવામાં આવેલી છે તથા સત્યની ગુલામીના બદલે જૂઠની ગુલામી કરવા માટે માણસોને લાચાર બનાવે છે. આ બધાના હથિયારો જુદાં જુદાં છે પરંતુ બધાના પ્રયાસો એક જ છે કે માણસને ખુદાને બદલે તેમનો આજ્ઞાપાલક બનાવે. આનાથી વિરૂદ્ધ, માનવીની પ્રગતિનો તથા ખુદાની નિકટતાના સ્થાન સુધી પહોંચવાનો આધાર પૂર્ણ રીતે એ વાત ઉપર છે કે એકમાત્ર ખુદાનો સદંતર આજ્ઞાપાલક, તથા અંદરથી માંડીને બહાર સુધી શુદ્ધપણે તેનો બંદો બની જાય.

نَكَالًا مِّنَ اللّٰهِ ؕ وَاللّٰهُ عَزِيْزٌ حَكِيْمٌ ﴿٣٨﴾ فَمَنْ تَابَ مِنْۢ بَعْدِ
ظُلْمِهٖ وَاَصْلَحَ فَاِنَّ اللّٰهَ يَتُوْبُ عَلَيْهِ ؕ اِنَّ اللّٰهَ غَفُوْرٌ

**અને અલ્લાહ તરફથી પદાર્થપાઠ આપનારી સજા. અલ્લાહની કુદરત સૌની ઉપર છવાયેલી છે અને તે ડહાપણવાળો છે. અને પછી જે જુલમ કર્યા પછી તૌબા કરે અને પોતાની સુધારણા કરી લે તો અલ્લાહની કૃપાદ્રષ્ટિ ફરીથી તેની તરફ વળી જશે,[૬૧] અલ્લાહ ઘણો દરગુજર કરનાર**

એટલા માટે તેના ઉદ્દેશ્ય સુધી પહોંચવું એ વિના શકય જ નથી કે તે આ તમામ અડચણરૂપ અને અવરોધક શક્તિઓની સામે એકીસાથે યુદ્ધે ચઢે, અને ગમે તેવી હાલતમાં તેમની સામે સંઘર્ષ કરતો રહે અને આ તમામ અડચણોનો નાશ કરતો કરતો ખુદાના માર્ગ પર આગળને આગળ વધતો જાય.

(૬૦) બન્ને હાથ નહીં પણ એક જ હાથ. અને ઉમ્મત પણ આ બાબતમાં સહમત છે કે પહેલી ચોરી વખતે જમણો હાથ કાપવામાં આવશે. નબી સ.અ.વ.એ સ્પષ્ટતા કરી છે કે **لا قطع علی خائن** આના ઉપરથી જણાયું કે ચોરીનો ગુન્હો અપ્રમાણિકતા માટે લાગુ પડતો નથી પણ માત્ર એ કૃત્યો ઉપર લાગુ પડે છે કે જેમાં માણસ બીજા કોઈના માલને તેના રક્ષણમાંથી કાઢીને પોતાના કબજામાં લઈ લે.

ત્યારપછી નબી સ.અ.વ.એ આ આદેશ પણ આપ્યો છે કે એક ઢાલની કિંમત કરતાં ઓછી રકમની ચોરીમાં હાથ કાપવામાં ન આવે. એક ઢાલની કિંમત નબી સ.અ.વ.ના જમાનામાં અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ રદિ. ના જણાવ્યા પ્રમાણે ૧૦ દિર્હમ, ઈબ્નેઉમર રદિ.ની રિવાયત પ્રમાણે ૩ દિર્હમ, અનસ બિન માલિક રદિની રિવાયત પ્રમાણે ૫ દિર્હમ અને હઝરત આઇશા રદિ.ની રિવાયત પ્રમાણે ૧/૪ દીનાર થતી હતી. આ જ મતભેદના કારણે શરીઅતના કાયદાવિદો વચ્ચે ચોરીના ઓછામાં ઓછા પ્રમાણ અંગે મતભેદ થયો છે. ઈમામ અબૂહનીફાના મતે ચોરીનું પ્રમાણે ૧૦ દિર્હમ છે, જયારે ઈમામ માલિક, ઈમામ શાફઈ અને ઈમામ અહમદના મતે ૧/૪ દીનાર છે. (એ જમાનામાં એક દિર્હમ ત્રણ માશા અને ૧ ૧/૫ રત્તી ચાંદીનો બનતો હતો અને ૧/૪ દીનાર ૩ દિર્હમ જેટલો થતો હતો.)

આ ઉપરાંત, ઘણી એવી વસ્તુઓ પણ છે જેમની ચોરીમાં હાથ કાપવાની સજા આપવામાં આવશે નહીં. દા.ત. નબી સ.અ.વ.નો હુકમ છે કે **لا قطع فی ثمرت ولا کثر** (ફળો અને શાકભાજીની ચોરીમાં હાથ કાપવામાં નહીં આવે). **لا قطع فی طعام** (ખાદ્ય-વસ્તુઓની ચોરીમાં હાથ કાપવાની સજા નથી). અને હઝરત આઇશા રદિ. એ એક હદીસની રિવાયત કરી છે કે **لم یکن قطع السارق علی عهد رسول الله صلی الله علیه وسلم فی الشئ التافه** (નજીવા મૂલ્યની વસ્તુઓની ચોરીમાં નબી સ.અ.વ.ના જમાનામાં હાથ કાપવામાં આવતો ન હતો). હઝરત અલી રદિ. અને હઝરત ઉસ્માન રદિ.નો ફેંસલો છે, જેમાં સહાબીઓમાંથી કોઈએ તેની સામે વાંધો દર્શાવ્યો નથી, કે **لا قطع فی الطیر** (પક્ષીની ચોરીમાં હાથ કાપવાની સજા નથી.) બીજું, સૈયદના ઉમર રદિ. તથા અલી રદિ. એ સરકારી તિજોરીમાંથી ચોરી કરનારનો હાથ પણ કાપ્યો નથી અને આ બાબતમાં પણ સહાબીઓમાંથી કોઈનો વિરોધ નોંધાયેલો નથી. આ હવાલાઓના આધારે શરીઅતના કાનૂનના અલગ અલગ વિદ્વાનોએ જુદી જુદી

رَّحِيۡمٌ ﴿۳۹﴾ اَلَمۡ تَعۡلَمۡ اَنَّ اللّٰهَ لَهٗ مُلۡكُ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ‌ؕ يُعَذِّبُ
مَنۡ يَّشَآءُ وَيَغۡفِرُ لِمَنۡ يَّشَآءُ‌ؕ وَاللّٰهُ عَلٰى كُلِّ شَىۡءٍ قَدِيۡرٌ ﴿۴۰﴾
يٰۤاَيُّهَا الرَّسُوۡلُ لَا يَحۡزُنۡكَ الَّذِيۡنَ يُسَارِعُوۡنَ فِى الۡكُفۡرِ

**અને દયાળુ છે. શું તમે જાણતાં નથી કે અલ્લાહ આકાશો અને ધરતીના રાજ્યનો માલિક છે ? જેને ઇચ્છે સજા આપે અને જેને ઇચ્છે માફ કરી દે, તે દરેક વસ્તુ કરવાની શક્તિ ધરાવે છે.**

**હે પયગમ્બર ! તમારા માટે એ લોકો દુખનું કારણ ન બને જે કુફ્રના માર્ગમાં ભારે ઝડપી ગતિ દેખાડી રહયાં છે.**[૬૨]

વસ્તુઓને હાથ કાપવાની સજાના હુકમમાંથી બાકાત ઠરાવી છે. ઈમામ અબૂ હનીફાના મતે શાકભાજી, ફળો, માંસ, રાંધેલો ખોરાક, અનાજ કે જે હજુ કોઠારમાં લઈ જવામાં આવ્યો ન હોય, અને રમતગમતના સાધનો તથા સંગીતના વાદ્યો, એવી વસ્તુઓ છે કે જેની ચોરીમાં હાથ કાપવાની સજા નથી. આ ઉપરાંત જંગલમાં ચરતાં પશુઓની ચોરી અને સરકારી ખજાનામાંથી ચોરીમાં પણ હાથ કાપવાની સજામાં તેઓ માનતાં નથી. આવી રીતે અન્ય ઈમામોએ પણ કેટલીક વસ્તુઓને આ હુકમોમાંથી બાકાત ઠરાવી છે પરંતુ આનો અર્થ એવો નથી કે આ ચોરીઓ બદલ કોઈપણ જાતની સજા આપવામાં જ નહીં આવે. આનો અર્થ તો એટલો જ છે કે આ અપરાધો બદલ હાથ કાપવામાં નહીં આવે.

(૬૧) આનો અર્થ આ નથી કે તેનો હાથ કાપવામાં ન આવે પરંતુ આનો અર્થ આ છે કે હાથ કપાઈ ગયા પછી જે માણસ તૌબા કરી લે અને પોતાના મનને ચોરીથી શુદ્ધ કરીને અલ્લાહનો નેક બંદો બની જાય તે અલ્લાહના ગુસ્સાથી બચી જશે અને અલ્લાહ તેના ઉપરથી આ કલંકને ધોઈ નાખશે. પરંતુ જો કોઈ માણસ હાથ કપાવ્યા પછી પણ પોતાને ખરાબ દાનતથી મુકત ન કરે અને એ જ ગંદી ભાવનાઓ પોતાના દિલમાં પોષે જેના કારણે તેણે ચોરી કરી તથા તેનો હાથ કાપવામાં આવ્યો, તો આનો અર્થ આ છે કે હાથ તો તેના શરીરમાંથી અલગ થઈ ગયો પરંતુ ચોરી તેના મનમાં પહેલાંની જેમ બાકી રહી. આ કારણે તે ખુદાના પ્રકોપનો એવી જ રીતે હક્કદાર રહેશે જેવી રીતે હાથ કપાયા પહેલાં હતો. એટલા જ માટે કુર્આનેમજીદ ચોરને આદેશ આપે છે કે તે અલ્લાહ સમક્ષ માફી માગે અને તેના મનને સુધારી લે. કેમ કે હાથ કાપવો એ તો સભ્ય સમાજવ્યવસ્થા માટે છે. આ સજાથી મન શુદ્ધ થઈ શકતું નથી. મનની શુદ્ધિ તો માત્ર તૌબા તથા અલ્લાહ તરફ વળવાથી જ પ્રાપ્ત થાય છે. નબી સ.અ.વ. વિષે હદીસોમાં નોંધાયું છે કે એક ચોરનો હાથ જયારે આપના હુકમ મુજબ કાપી નાખવામાં આવ્યો ત્યારે આપે તેને પોતાની પાસે બોલાવ્યો અને તેને કહ્યું. **قل استغفر الله واتوب اليه** બોલ, ''હું અલ્લાહ પાસે માફી માગુ છું અને તેની સમક્ષ તૌબા કરું છું.'' તેણે આપની શિખામણ મુજબ આ શબ્દો કહ્યાં. ત્યારપછી આપે તેના માટે દુઆ કરી **اللّٰهمّ تُبْ عَلَيْهِ** ''હે ખુદા, આને માફ કરી દે.''

(૬૨) એટલે કે જેમની અકકલ-હોંશિયારી અને મહેનતો એવાં જ કામો પાછળ વપરાતાં રહે છે કે

مِنَ الَّذِيْنَ قَالُوْٓا اٰمَنَّا بِاَفْوَاهِهِمْ وَ لَمْ تُؤْمِنْ قُلُوْبُهُمْ ۛۚ
وَ مِنَ الَّذِيْنَ هَادُوْا ۛۚ سَمّٰعُوْنَ لِلْكَذِبِ سَمّٰعُوْنَ لِقَوْمٍ اٰخَرِيْنَ ۙ
لَمْ يَاْتُوْكَ ؕ يُحَرِّفُوْنَ الْكَلِمَ مِنْۢ بَعْدِ مَوَاضِعِهٖ ۚ يَقُوْلُوْنَ اِنْ
اُوْتِيْتُمْ هٰذَا فَخُذُوْهُ وَ اِنْ لَّمْ تُؤْتَوْهُ فَاحْذَرُوْا ؕ وَ مَنْ يُّرِدِ اللّٰهُ

**પછી તે એમનામાંથી હોય જે મોઢેથી કહે છે કે અમે ઈમાન લાવ્યાં પરંતુ તેમના દિલ ઈમાન લાવ્યાં નથી, અથવા એમનામાંથી હોય જે યહૂદી બની ગયાં છે, જેમની સ્થિતિ આ છે કે જૂઠને કાન માંડીને સાંભળે છે,[૬૩] અને બીજા લોકો માટે, જે તમારી પાસે કયારેય નથી આવ્યાં, બાતમી લેતાં ફરે છે,[૬૪] અલ્લાહના ગ્રંથના શબ્દોને તેમનાં સાચા સંદર્ભ નક્કી હોવા છતાં મૂળ અર્થથી ફેરવે છે,[૬૫] અને લોકોને કહે છે કે જો તમને આ હુકમ આપવામાં આવે તો માનો, નહીં તો ન માનો.[૬૬] જેને અલ્લાહે જ અજમાયશ (ફિત્ના)માં**

અજ્ઞાનકાળની જે સ્થિતિ પહેલાંથી ચાલી આવી રહી છે એ જ કાયમ રહે અને ઇસ્લામનો આ સુધારણાનો સંદેશ એ બગાડને સુધારવામાં સફળતા ન પામે. આવા લોકો તમામ નૈતિક બંધનોથી મુકત બનીને નબી સ.અ.વ.ની સામે દરેક પ્રકારની ગંદીમાંગદી ચાલો ચાલી રહ્યા હતાં. ઇરાદાપૂર્વક સત્યને ગળી જતા હતાં. તદ્દન નફ્ફટાઈપૂર્વક અને હિંમતથી જૂઠ, ફરેબ, દગો અને ચાલબાજીના હથિયારો વડે એ પવિત્ર ઇન્સાનના કામને પરાસ્ત કરવાનો પ્રયાસ કરી રહ્યા હતાં જે સંપૂર્ણ નિઃસ્વાર્થભાવે માત્ર શુભ ભાવનાથી સામાન્ય મનુષ્યોના, તેમજ તેમના પોતાના કલ્યાણ માટે રાત-દિવસ જહેમત ઉઠાવી રહ્યો હતો. તેમની આ હરકતોને જોઈ જોઈને નબી સ.અ.વ.નું દિલ દુભાતું હતું , અને આ મનનું દુભાવવું એકદમ સ્વાભાવિક વાત હતી. જયારે કોઈપણ પવિત્ર માણસનો સામનો હલકટ વૃત્તિના લોકો સાથે થાય છે, અને તેઓ માત્ર તેમની અજ્ઞાનતા, સ્વાર્થ અને સંકુચિતતાના કારણે તેના આ શુભભાવનાથી ભરેલાં પ્રયાસોને અવરોધવા માટે નીચલી કક્ષાની ચાલબાજીઓ ચાલે છે ત્યારે સ્વાભાવિકપણે તેનું દિલ દુભાય જ છે. એટલા માટે અલ્લાહતઆલાનો કહેવાનો આશય એવો નથી કે આ કરતૂકો બદલ જે સ્વાભાવિક દુઃખ આપને થાય છે તે થવો ન જોઈએ, પરંતુ હકીકતમાં આશય આ છે કે, આનાથી આપ હૃદયભગ્ન ન થાઓ, હિંમત ન હારો, ધૈર્યપૂર્વક ખુદાના બંદાઓની સુધારણાનું કામ કરતાં રહો. હવે રહયા આ લોકો, તો જે પ્રકારના નીચ ગુણો તેમણે તેમની અંદર પોષેલાં છે તેના કારણે આવા વર્તનની જ અપેક્ષા તેમની પાસેથી રાખી શકાય, આ સિવાય બીજા કોઈ વર્તનની તેમની પાસેથી અપેક્ષા રાખી શકાય નહીં.

(૬૩) આના બે અર્થ થાય છે : એક આ કે, આ લોકો કેમ કે ઇચ્છાઓના ગુલામ બની ગયેલાં છે તેથી આમને સચ્ચાઈમાં કોઈ રસ નથી, જૂઠ જ એમને પસંદ પડે છે અને તેને જ આ લોકો મન દઈને સાંભળે છે તેમજ તેમના મનની તરસ આનાથી જ છીપાય છે. બીજો અર્થ આ છે કે, નબી સ.અ.વ. અને મુસલમાનોની બેઠકોમાં

فِتْنَتَهٗ فَلَنْ تَمْلِكَ لَهٗ مِنَ اللّٰهِ شَيْـًٔا ؕ اُولٰٓئِكَ الَّذِيْنَ لَمْ
يُرِدِ اللّٰهُ اَنْ يُّطَهِّرَ قُلُوْبَهُمْ ؕ لَهُمْ فِى الدُّنْيَا خِزْىٌ ۚۖ وَّ لَهُمْ
فِى الْاٰخِرَةِ عَذَابٌ عَظِيْمٌ ﴿۴۱﴾ سَمّٰعُوْنَ لِلْكَذِبِ اَكّٰلُوْنَ
لِلسُّحْتِ ؕ فَاِنْ جَآءُوْكَ فَاحْكُمْ بَيْنَهُمْ اَوْ اَعْرِضْ عَنْهُمْ ۚ

**નાખવાનો નિશ્ચય કરી લીધો હોય તેને અલ્લાહની પકડમાંથી બચાવવા માટે તમે કશું કરી શકતાં નથી,[૬૭] આ એ લોકો છે જેમનાં દિલોને અલ્લાહે શુદ્ધ કરવાનું ઇચ્છયું નહીં,[૬૮] તેમના માટે દુનિયામાં નામોશી છે અને આખિરતમાં સખત સજા.**

**આ લોકો જૂઠ સાંભળનારાં અને હરામનો માલ ખાનારાં છે,[૬૯] એટલા માટે જો આ લોકો તમારી પાસે (તેમનાં મુકદમાઓ લઈને) આવે તો તમને અધિકાર આપવામાં આવે છે કે ઇચ્છો તો તેમનો ફેંસલો કરો, નહીં તો ઈનકાર કરી દો.**

આ લોકો આ જૂઠના આશયથી આવીને બેસે છે કે જેથી અહીં જે કંઈ જુએ અને જે કંઈ સાંભળે તેને ખોટો અર્થ પહેરાવીને, તેની અંદર પોતાના તરફથી ખોટી વાતો ભેળવીને, નબી સ.અ.વ. તથા મુસલમાનોને બદનામ કરવા માટે લોકો વચ્ચે ફેલાવે.

(૬૪) આના પણ બે અર્થ છે : એક આ કે, જાસૂસ બનીને આવે છે અને નબી સ.અ.વ. અને મુસલમાનોની બેઠકોમાં એટલા માટે આંટાફેરા કરતાં રહે છે કે કોઈ રહસ્ય એમના કાને પડે તો તેને આપના દુશ્મનો સુધી પહોંચાડી દે. બીજો આ કે, જૂઠા આક્ષેપો કરવા માટે અને જૂઠી વાતો ઉપજાવી કાઢવા માટે સામગ્રી ભેગી કરતાં રહે છે કે જેથી એ લોકોમાં ખોટાં ખ્યાલો અને ગેરસમજો ફેલાવે જેમને નબી સ.અ.વ. તથા મુસલમાનો સાથે સીધો સંબંધ સ્થાપવાની તક મળી નથી.

(૬૫) એટલે કે તૌરાતના જે હુકમો એમની ઇચ્છા પ્રમાણેના નથી તેમાં જાણી જોઈને ફેરફાર કરે છે અને શબ્દોના અર્થ ફેરવીને મનસ્વી હુકમો તેમાંથી ઉપજાવી કાઢે છે.

(૬૬) એટલે કે અભણ લોકોને કહે છે કે જે હુકમ અમે બતાવી રહ્યાં છીએ, જો મુહમ્મદ સ.અ.વ. પણ આ જ હુકમ તમને બતાવે તો તેને સ્વીકારજો, નહીં તો ઠુકરાવી દેજો.

(૬૭) અલ્લાહ તરફથી કોઈને અજમાયશ (ફિત્ના)માં નાખવાનો અર્થ આ છે કે જે માણસની અંદર અલ્લાહતઆલા કોઈપણ પ્રકારના ખરાબ વલણો વિકસતાં જુએ છે, તેની સામે એક પછી એક એવા પ્રસંગો લાવે છે કે જેમાં તેની મોટી અજમાયશ થાય છે. જો તે માણસ હજુ પણ બૂરાઈ તરફ સંપૂર્ણપણે વળી ગયો ન હોય તો આ અજમાયશોમાં તે સ્વસ્થ બની જાય છે અને તેની અંદર બૂરાઈનો મુકાબલો કરવા માટે નેકીની જે શક્તિઓ હોય છે તે ઉપસી આવે છે. પરંતુ જો તે બૂરાઈની તરફ સંપૂર્ણપણે ઝૂકેલો હોય અને તેની નેકી તેની બદી

وَ اِنۡ تُعۡرِضۡ عَنۡهُمۡ فَلَنۡ يَّضُرُّوۡكَ شَيۡـًٔا ؕ وَ اِنۡ حَكَمۡتَ فَاحۡكُمۡ
بَيۡنَهُمۡ بِالۡقِسۡطِ ؕ اِنَّ اللّٰهَ يُحِبُّ الۡمُقۡسِطِيۡنَ ﴿۴۲﴾ وَ كَيۡفَ
يُحَكِّمُوۡنَكَ وَعِنۡدَهُمُ التَّوۡرٰىةُ فِيۡهَا حُكۡمُ اللّٰهِ ثُمَّ
يَتَوَلَّوۡنَ مِنۡۢ بَعۡدِ ذٰلِكَ ؕ وَمَاۤ اُولٰۤـئِكَ بِالۡمُؤۡمِنِيۡنَ ﴿۴۳﴾

રુકૂઅ ૬

**ઈન્કાર કરી દો તો આ લોકો તમારું કશું બગાડી શકતાં નથી, અને ફેંસલો કરો ત્યારે સાચોસાચ ન્યાયપૂર્વક કરો કારણ કે અલ્લાહ ન્યાય કરનારાઓને પસંદ કરે છે[૭૦] — અને આ લોકો તમને કેવી રીતે પંચ બનાવે છે કે જ્યારે તેમની પાસે તૌરાત મૌજૂદ છે, જેમાં અલ્લાહનો હુકમ લખેલો છે અને પછી તેઓ આનાથી મુખ ફેરવી રહ્યાં છે ?[૭૧] અસલ વાત આ છે કે આ લોકો ઈમાન જ ધરાવતાં નથી. (રુકૂઅ-૬)**

દ્વારા અંદરોઅંદર જ હારી ગઈ હોય તો આવી દરેક અજમાયશના પ્રસંગે તે વધારે ને વધારે બૂરાઈના ફંદામાં ફસાતો જાય છે. અલ્લાહતઆલાનો આ જ એ ફિત્નો છે જેનાથી કોઈપણ બગડેલા માણસને બચાવી લેવાનું તેના કોઈપણ શુભેચ્છકના હાથમાં નથી અને આ ફિત્નામાં માત્ર વ્યક્તિઓને જ નાખવામાં આવતી નથી બલ્કે કોમોને પણ નાખવામાં આવે છે.

(૬૮) એટલા માટે કે તેમણે પોતે પાક થવાનું ઇચ્છ્યું નહીં. જે પોતે પાકી ઇચ્છે છે અને તે માટે પ્રયાસ કરે છે તેને પાકીથી વંચિત કરવાનો અલ્લાહને ત્યાં નિયમ નથી. અલ્લાહ તેને જ પાક કરવા માગતો નથી જે પોતે પાક થવા માગતો નથી.

(૬૯) અત્રે વિશેષરૂપે એ કાયદાશાસ્ત્રીઓ અને ન્યાયધીશોની તરફ ઈશારો કરવામાં આવ્યો છે જેઓ જૂઠી સાક્ષીઓ લઈને અને જૂઠી જુબાનીઓ સાંભળીને એ લોકોની તરફેણમાં ન્યાયની વિરૂદ્ધ ફેંસલા કરે છે જેમની પાસેથી તેમને લાંચ પહોંચી જતી હતી અથવા જેમની સાથે તેમના ગેરકાયદેસર હિતો સંકળાયેલા હતાં.

(૭૦) યહૂદી એ સમય સુધી ઈસ્લામી રાજયના વિધિવત્ નાગરિકો બન્યા ન હતાં, પરંતુ ઈસ્લામી રાજયની સાથે તેમના સંબંધો સંધિઓ ઉપર આધારિત હતાં. આ સંધિઓની રૂએ યહૂદીઓને તેમના આંતરિક મામલાઓમાં સ્વતંત્રતા હતી અને તેમનાં અદાલતી મુકદમાઓના ફેંસલા તેમના જ કાનૂન પ્રમાણે તેમના પોતાના ન્યાયાધીશો કરતા હતાં. નબી સ.અ.વ.ની પાસે અથવા આપના નીમેલાં ન્યાયાધીશોની પાસે તેમના મુકદમાઓ લાવવા માટે તેઓ કાનૂની રીતે બંધાયેલા ન હતાં. પરંતુ આ લોકો જે મામલાઓમાં ખુદ તેમના પોતાના ધાર્મિક કાયદા પ્રમાણે ફેંસલો કરવા ઇચ્છતા ન હોય, તેમનો ફેંસલો કરાવવા માટે નબી સ.અ.વ.ની પાસે એવી અપેક્ષા સાથે આવી જતા હતાં કે કદાચ આપના શરીઅતના કાનૂનમાં એમના માટે બીજો કોઈ હુકમ હોય અને આવી રીતે તેઓ પોતાના ધાર્મિક કાનૂનના પાલન કરવાથી બચી જાય.

اِنَّآ اَنۡزَلۡنَا التَّوۡرٰىةَ فِيۡهَا هُدًى وَّنُوۡرٌ ۚ يَحۡكُمُ بِهَا النَّبِيُّوۡنَ الَّذِيۡنَ اَسۡلَمُوۡا لِلَّذِيۡنَ هَادُوۡا وَالرَّبّٰنِيُّوۡنَ وَالۡاَحۡبَارُ بِمَا اسۡتُحۡفِظُوۡا مِنۡ كِتٰبِ اللّٰهِ وَكَانُوۡا عَلَيۡهِ

**અમે તૌરાત ઉતારી જેમાં માર્ગદર્શન અને પ્રકાશ હતાં. બધા જ પયગમ્બરો, જે મુસ્લિમ હતાં, તે પ્રમાણે જ આ યહૂદી બની જનારાંના મામલાઓના ફેંસલાં કરતા હતાં,[૭૨] અને આવી જ રીતે રબ્બાની અને અહ્‌બાર[૭૩] પણ (આની જ ઉપર ફેંસલાનો આધાર રાખતા હતાં) કારણ કે તેમને અલ્લાહના ગ્રંથની સુરક્ષા માટે જવાબદાર બનાવવામાં આવ્યા હતાં અને તેઓ તેના માટે**

અહીં વિશેષરૂપે જે મુકદમાની તરફ ઈશારો કરવામાં આવ્યો છે તે આ હતો કે, ખૈબરના ઉમરાવ યહૂદી ખાનદાનોમાંથી એક સ્ત્રી અને એક પુરૂષ વચ્ચે અનૈતિક સંબંધો જોવા મળ્યાં. તૌરાતની રૂએ તેમની સજા રજમ (પથ્થરો મારીને મારી નાખવા) હતી, એટલે કે આ બંનેને સંગસાર કરવામાં આવે. (પુનર્નિયમ, પ્રકરણ-૨૨, આયતો ૨૩-૨૪) પરંતુ યહૂદી આ સજા આપવા માગતા ન હતાં. એટલા માટે તેમણે અંદરોઅંદર મસલત કરી કે આ મુકદમામાં મુહમ્મદ સ.અ.વ.ને પંચ બનાવવામાં આવે. જો તેઓ રજમ સિવાયનો બીજો કોઈ હુકમ આપે તો તેને સ્વીકારી લેવામાં આવે અને રજમનો જ હુકમ આપે તો સ્વીકારવામાં ન આવે. આમ, મુકદમો આપની સામે લાવવામાં આવ્યો. આપે રજમનો હુકમ આપ્યો. તેમણે એ હુકમને માનવાનો ઈનકાર કરી દીધો. ત્યારે આપે તેમને પૂછ્યુંઃ "તમારા ધર્મમાં આની કઈ સજા છે?" તો તેમણે કહ્યું કે, "કોરડા મારવાં અને મોઢું કાળું કરીને ગધેડા ઉપર બેસાડવું." આપે તેમના વિદ્વાનોને સોગંદ આપીને પૂછ્યું કે, "શું તૌરાતમાં પરણેલાં વ્યભિચારી પુરૂષ અને સ્ત્રીની આ જ સજા છે?" તેમણે ફરી જુઠ્ઠો જવાબ આપ્યો. પરંતુ આમાંથી એક માણસ, કે જેનું નામ ઈબ્ને સૂર્યા હતું અને જે ખુદ યહૂદીઓના કહેવા પ્રમાણે એ જમાનાનો તૌરાતનો સૌથી મોટો વિદ્વાન હતો, ચુપ રહ્યો. આપે તેની તરફ જોઈને કહ્યું કે, "હું તને એ ખુદાના સોગંદ આપીને પૂછુ છું કે જેણે તમને લોકોને ફિરઔનથી બચાવ્યાં અને તૂર ઉપર તમને શરીઅત આપી, શું ખરેખર તૌરાતમાં વ્યભિચારની આ જ સજા લખેલી છે?" તેણે જવાબ આપ્યો, "જો આપ મને આવી ભારે ભરખમ સોગંદ ન આપત તો હું બતાવત નહીં. હકીકત આ છે કે વ્યભિચારની સજા તો રજમ જ છે પરંતુ અમારે ત્યાં જયારે વ્યભિચારનું પ્રમાણ બહુ વધી ગયું ત્યારે અમારા સત્તાવાળાઓએ એવો રસ્તો અપનાવ્યો કે મોટા લોકો વ્યભિચાર કરતાં ત્યારે તેમને છોડી દેવામાં આવતાં અને નાના લોકોના હાથે જયારે આ કૃત્ય થતું ત્યારે તેમને રજમ કરવામાં આવતાં. પછી જયારે આના લીધે લોકોમાં નારાજગી પેદા થવા માંડી ત્યારે અમે તૌરાતના કાનૂનને બદલીને એવો કાયદો બનાવી દીધો કે વ્યભિચારી પુરૂષ અને વ્યભિચારી સ્ત્રીને કોરડા મારવામાં આવે, અને એમનું મોઢું કાળું કરીને ગધેડા ઉપર બેસાડવામાં આવે." આના પછી યહૂદીઓ માટે બોલવા જેવું કંઈ રહ્યું જ નહીં, અને વ્યભિચારી પુરૂષ અને સ્ત્રીને સંગસાર કરી દેવામાં આવ્યાં.

شُهَدَآءَ ۚ فَلَا تَخْشَوُا النَّاسَ وَاخْشَوْنِ وَلَا تَشْتَرُوْا بِاٰيٰتِىْ ثَمَنًا
قَلِيْلًا ؕ وَمَنْ لَّمْ يَحْكُمْ بِمَآ اَنْزَلَ اللّٰهُ فَاُولٰٓئِكَ هُمُ الْكٰفِرُوْنَ ﴿۴۴﴾
وَكَتَبْنَا عَلَيْهِمْ فِيْهَآ اَنَّ النَّفْسَ بِالنَّفْسِ ۙ وَالْعَيْنَ بِالْعَيْنِ وَ
الْاَنْفَ بِالْاَنْفِ وَالْاُذُنَ بِالْاُذُنِ وَالسِّنَّ بِالسِّنِّ ۙ وَالْجُرُوْحَ
قِصَاصٌ ؕ فَمَنْ تَصَدَّقَ بِهٖ فَهُوَ كَفَّارَةٌ لَّهٗ ؕ وَمَنْ لَّمْ يَحْكُمْ بِمَآ اَنْزَلَ
اللّٰهُ فَاُولٰٓئِكَ هُمُ الظّٰلِمُوْنَ ﴿۴۵﴾ وَقَفَّيْنَا عَلٰٓى اٰثَارِهِمْ بِعِيْسَى ابْنِ
مَرْيَمَ مُصَدِّقًا لِّمَا بَيْنَ يَدَيْهِ مِنَ التَّوْرٰىةِ ۪ وَاٰتَيْنٰهُ الْاِنْجِيْلَ فِيْهِ

**સાક્ષી હતાં. (તો હે યહૂદી સમુદાય !) તમે લોકોથી ન ડરો બલ્કે મારાથી ડરો અને મારી આયતોને થોડું થોડું અવેજ લઈને વેચવાનું છોડી દો. જે લોકો અલ્લાહના ઊતારેલા કાનૂન પ્રમાણે ફેંસલો ન કરે તેઓ જ કાફિર છે.**

**તૌરાતમાં અમે યહૂદીઓ માટે આ હુકમ લખી દીધો હતો કે જીવના બદલે જીવ, આંખના બદલે આંખ, નાકના બદલે નાક, કાનના બદલે કાન, દાંતના બદલે દાંત અને તમામ જખ્મોના માટે બરાબરનો બદલો.[૭૪] પછી જે કિસાસનું દાન કરી દે તો તે તેના માટે કફફારો છે[૭૫] અને જે લોકો અલ્લાહના ઊતારેલા કાનૂન પ્રમાણે ફેંસલો ન કરે તેઓ જ જાલિમો છે.**

**પછી અમે આ પયગમ્બરો પછી મર્યમના પુત્ર ઈસાને મોકલ્યો. તૌરાતમાંથી જે કંઈ તેની સામે હાજર હતું તે તેનું સમર્થન કરનારો હતો. અને અમે તેને ઈંજીલ એનાયત કરી જેમાં**

(૭૧) આ આયતમાં અલ્લાહતઆલાએ એ લોકોની ખરાબ દાનતને સાવ ખુલ્લી પાડી દીધી છે. એ ધાર્મિક લોકો કે જેમણે સમગ્ર અરબસ્તાન ઉપર તેમની ધાર્મિકતા અને ગ્રંથના જ્ઞાનનો સિકકો બેસાડેલો હતો, તેમની હાલત એવી હતી કે જે ગ્રંથને પોતે અલ્લાહનો ગ્રંથ માનતા હતાં અને જેની ઉપર ઈમાન ધરાવવાનો દાવો કરતા હતાં તેના હુકમને છોડીને નબી સ.અ.વ.ની પાસે તેમનો મુકદમો લઈને આવ્યા હતાં, જેમના પયગમ્બર હોવાનો જ તેઓ ઉગ્ર રીતે ઈનકાર કરતા હતાં. આનાથી એ રહસ્ય ખુલી ગયું કે આ લોકો કોઈપણ વસ્તુ ઉપર સચ્ચાઈપૂર્વક ઈમાન ધરાવતાં નથી, હકીકતમાં તેમનું ઈમાન તેમના મન અને તેમની ઈચ્છાઓ ઉપર છે. જેને અલ્લાહનો ગ્રંથ માને છે તેનાથી માત્ર એટલા માટે મોઢું ફેરવે છે કે તેનો હુકમ તેમના મનને પસંદ નથી, અને

هُدًى وَّ نُوْرٌ ۙ وَّ مُصَدِّقًا لِّمَا بَيْنَ يَدَيْهِ مِنَ التَّوْرٰىةِ وَ هُدًى وَّ مَوْعِظَةً لِّلْمُتَّقِيْنَ ﴿٤٦﴾ وَ لْيَحْكُمْ اَهْلُ الْاِنْجِيْلِ بِمَآ اَنْزَلَ اللّٰهُ فِيْهِ ؕ وَ مَنْ لَّمْ يَحْكُمْ بِمَآ اَنْزَلَ اللّٰهُ فَاُولٰٓئِكَ هُمُ الْفٰسِقُوْنَ ﴿٤٧﴾

**માર્ગદર્શન અને પ્રકાશ હતાં અને તે પણ જે તૌરાતમાંથી જે મોજૂદ હતું તેનું સમર્થન કરનારી હતી[૭૬] અને અલ્લાહથી ડરનારા લોકો માટે તદ્દન માર્ગદર્શન અને શિખામણ હતી. અમારો આદેશ હતો કે ઈંજીલવાળાં એ કાનૂન મુજબ ફેંસલો કરે જે અલ્લાહે આમાં ઊતાર્યો છે અને જે લોકો અલ્લાહના ઊતારેલા કાનૂન પ્રમાણે ફેંસલો ન કરે તેઓ જ ગુનેગાર છે.[૭૭]**

જેને, મઆઝલ્લાહ, નબૂવ્વતનો જુઠ્ઠો દાવેદાર કહે છે, તેની પાસે માત્ર એ આશાએ જાય છે કે કદાચ ત્યાંથી કોઈ એવો ફેંસલો મળી જાય જે એમની ઇચ્છા મુજબ હોય.

(૭૨) અહીં વાત વાતમાં એ હકીકતની પણ ખબર આપી દેવામાં આવી કે તમામ નબીઓ મુસ્લિમ હતાં. આનાથી વિરૂદ્ધ, આ યહૂદીઓ ઈસ્લામથી ચલિત થઈને, તથા જૂથોમાં વહેંચાઈને, માત્ર યહૂદી બનીને રહી ગયેલાં હતાં.

(૭૩) રબ્બાની = વિદ્વાનો, અહબાર = શરીઅતના કાનૂનના જાણકારો

(૭૪) સરખામણી માટે જુઓ તૌરાતનું પુસ્તક નિર્ગમન, પ્રકરણ -૨૧, આયતઃ- ૨૩ - ૨૫

(૭૫) એટલે કે જે માણસ સદકાના ઈરાદાથી કિસાસ માફ કરી દે તેના માટે આ સદ્કાર્ય તેના ઘણાં ગુન્હાઓનો કફ્ફારો બની જશે. આ જ અર્થમાં નબી સ.અ.વ. એ કહ્યું છે કે **من جرح فی جسده جراحة فتصدق بها كفر عنه ذنوبه بمثل ما تصدق به**- એટલે કે જેના શરીરમાં કોઈ ઈજા પહોંચાડવામાં આવી હોય અને તેણે માફ કરી દીધું તો જે કક્ષાની આ માફી હશે તેના પ્રમાણમાં તેના ગુન્હા માફ કરી દેવામાં આવશે.

(૭૬) એટલે કે મસીહ અ.સ. કોઈ નવો ધર્મ લઈને આવ્યા ન હતાં બલ્કે એ જ એક ધર્મ, જે આગળના તમામ પયગમ્બરોનો ધર્મ હતો, મસીહનો ધર્મ પણ હતો અને તેની તરફ તેઓ બોલાવતા હતાં. તૌરાતના અસલ શિક્ષણમાંથી જે કંઈ એમના જમાનામાં સુરક્ષિત હતું, તેને મસીહ પોતે પણ માનતા હતાં અને ઈન્જીલ પણ તેનું સમર્થન કરતી હતી. (જુઓ, માથ્થી પ્રકરણ-૫, આયત-૧૭-૧૮) કુર્આન આ સચ્ચાઈનું વારંવાર પુનરાવર્તન કરે છે કે ખુદાના તરફથી જેટલા પણ નબીઓ દુનિયાના કોઈપણ ભાગમાં આવ્યાં છે તેમાંથી કોઈપણ અગાઉના પયગમ્બરોનું ખંડન કરવા માટે અને તેમના કાર્યને ભૂંસીને પોતાનો નવો ધર્મ ચલાવવા માટે આવ્યો ન હતો બલ્કે દરેક પયગમ્બર તેના પુરોગામી નબીઓનું સમર્થન કરતો હતો અને તેને જ આગળ વધારવા માટે આવ્યો હતો જેને આગળના નબીઓએ એક પવિત્ર વારસાની હેસિયતથી પાછળ મૂકયો હતો. આવી રીતે અલ્લાહતઆલાએ તેનો કોઈ ગ્રંથ તેનાં જ અગાઉના ગ્રંથોનું ખંડન કરવા માટે કયારેય મોકલ્યો નથી પરંતુ તેનો દરેક ગ્રંથ અગાઉ આવેલા ગ્રંથોને ટેકો આપનાર અને સમર્થન કરનાર હતો.

وَ اَنۡزَلۡنَاۤ اِلَيۡكَ الۡكِتٰبَ بِالۡحَـقِّ مُصَدِّقًا لِّمَا بَيۡنَ يَدَيۡهِ مِنَ الۡكِتٰبِ وَمُهَيۡمِنًا عَلَيۡهِ فَاحۡكُمۡ بَيۡنَهُمۡ بِمَاۤ اَنۡزَلَ اللّٰهُ وَلَا

**પછી હે મુહમ્મદ ! અમે તમારી તરફ આ ગ્રંથ મોકલ્યો જે સત્ય લઈને આવ્યો છે અને અલકિતાબમાંથી જે કંઈ તેની સામે મોજૂદ છે તેનું સમર્થન કરનાર[૭૮] અને તેનું રક્ષણ કરનાર છે.[૭૯] એટલા માટે તમે અલ્લાહના ઊતારેલા કાનૂન મુજબ લોકોના મામલાઓનો ફેંસલો કરો અને જે સત્ય**

(૭૭) અહીં અલ્લાહતઆલાએ એ લોકો માટે કે, જે અલ્લાહે ઊતારેલા કાનૂન મૂજબ ફેંસલાં ન કરે, ત્રણ હુકમ સાબિત કર્યાં છે. એક આ કે, તેઓ કાફિર છે. બીજું આ કે, તેઓ જાલિમ છે. ત્રીજું આ કે, તેઓ ગુનેગાર-ફાસિક છે. આનો સ્પષ્ટ અર્થ આ છે કે જે માણસ ખુદાના હુકમ અને ઊતારેલા કાનૂનને ત્યજીને પોતાના અથવા બીજા માણસોના બનાવેલા કાનૂન પ્રમાણે ફેંસલો કરે છે તે હકીકતમાં ત્રણ મોટા અપરાધોનું આચરણ કરે છે. પહેલો આ કે, આ કૃત્ય ખુદાઈ હુકમનો ઈનકાર કરવા સમાન છે અને આ કુફ્ર છે. બીજું આ કે, આ કૃત્ય ન્યાયની વિરૂદ્ધ છે કેમ કે સાચા ન્યાય પ્રમાણે જે હુકમ લાગુ પડી શકતો હતો તે તો ખુદાએ આપી દીધો હતો, એટલા માટે જયારે ખુદાના હુકમથી ચલિત થઈને તેણે ફેંસલો કર્યો ત્યારે તેણે અત્યાચાર કર્યો. ત્રીજું આ કે, બંદો હોવા છતાં જયારે તેણે તેના માલિકના કાનૂનથી ચલિત થઈને પોતાનો અથવા બીજા કોઈનો કાનૂન લાગુ કર્યો ત્યારે હકીકતમાં તેણે બંદગી અને આજ્ઞાપાલનની હદમાંથી બહાર પગ મૂકયો અને આ જ ગુન્હો છે. આ કુફ્ર, ઝુલ્મ તથા ફિસ્ક તેમના સ્વરૂપની દ્રષ્ટિએ અલ્લાહતઆલાના હુકમથી વિચલન જ છે. એ શક્ય નથી કે જયાં વિચલન હોય ત્યાં ત્રણેય વસ્તુઓ રહેલી ન હોય. અલબત્ત, જેવી રીતે વિચલનના તબક્કાઓ અને દરજજાઓમાં તફાવત છે તેવી જ રીતે આ ત્રણેય વસ્તુઓના દરજજાઓમાં તફાવત છે. જે માણસ અલ્લાહના હુકમની વિરૂદ્ધ એ આધારે ફેંસલો કરે છે કે તે અલ્લાહના હુકમને ખોટો અને પોતાના અથવા બીજા માનવીના હુકમને સાચો માને છે તે સંપૂર્ણપણે કાફિર, અત્યાચારી અને ગુનેગાર છે. અને જે માણસ શ્રદ્ધાપૂર્વક અલ્લાહના હુકમને સાચો માને છે પરંતુ વ્યવહારમાં તેની વિરૂદ્ધ ફેંસલો કરે છે તે, જો કે મિલ્લતમાંથી બહાર તો નથી, તેના ઈમાનને કુફ્ર અને જુલમ વડે ભેળવી રહ્યો છે. અને જે અમુક મામલામાં આજ્ઞાપાલન કરનાર અને અમુકમાં ચલિત થઈ જનાર છે તેના જીવનમાં ઈમાન અને ઈસ્લામ તથા કુફ્ર, અત્યાચાર અને ગુન્હાનું મિશ્રણ બરાબર એ જ પ્રમાણમાં હોય છે જે પ્રમાણમાં તેણે આજ્ઞાપાલન અને વિચલનને ભેળવી દીધાં છે. કેટલાક તફસીર કરનારાઓએ આ આયતોને માત્ર ગ્રંથવાળાઓની સાથે જોડવાનો પ્રયાસ કર્યો છે. પરંતુ અલ્લાહના કલામના શબ્દોમાં આવા અર્થઘટન માટે કોઈ ગુંજાશ નથી. આ અર્થઘટનનો સૌથી સારો જવાબ એ છે જે હુઝૈફા રદી.એ આપ્યો છે. તેમને કોઈએ કહ્યું કે, આ ત્રણ આયતો તો બનીઈસ્રાઈલ માટે છે. કહેનારનો આશય એ હતો કે યહૂદીઓમાંથી જેણે ખુદાના ઊતારેલા હુકમની વિરૂદ્ધ ફેંસલો કર્યો હોય તે જ કાફિર, અત્યાચારી અને ગુન્હેગાર છે. આના જવાબમાં હઝરત હુઝૈફા રદિ. એ કહ્યું, **نعم الاخرة لكم بنو اسرائيل ان كانت لهم كل مُرّة ولكم كل حلوة كلّا والله لتسلكن طيرقهم قدر الشراك** ''તમારા માટે આ બનીઈસ્રાઈલ કેટલા સારા ભાઈઓ છે કે કડવું કડવું બધું એમના માટે છે અને ગળ્યું ગળ્યું બધું તમારા માટે ! કદાપિ નહીં, ખુદાના સોગંદ, તમે એમની જ રીત ઉપર

تَتَّبِعْ اَهْوَآءَهُمْ عَمَّا جَآءَكَ مِنَ الْحَقِّ ؕ لِكُلٍّ جَعَلْنَا مِنْكُمْ شِرْعَةً وَّمِنْهَاجًا ؕ وَلَوْ شَآءَ اللّٰهُ لَجَعَلَكُمْ اُمَّةً وَّاحِدَةً وَّلٰكِنْ لِّيَبْلُوَكُمْ

**તમારી પાસે આવ્યું છે તેનાથી વિમુખ બનીને તેમની ઈચ્છાઓનું અનુસરણ ન કરો — અમે[૭૮] તમારામાંથી દરેકને માટે એક કાનૂન અને કાર્યશૈલી નિશ્ચિત કરી. જો કે તમારો અલ્લાહ ઈચ્છત તો તમને બધાને એક સમુદાય પણ બનાવી શકતો હતો, પરંતુ તેણે આ એટલા માટે કર્યું કે જે કંઈ તેણે તમને આપ્યું છે**

---

કદમ મિલાવીને ચાલશો.

(૭૮) અહીં એક મહત્ત્વની હકીકત તરફ ઈશારો કરવામાં આવ્યો છે. જો કે આ વિષયને આમ પણ વર્ણવી શકાયો હોત કે આગળના ગ્રંથોમાં જે કંઈ તેના અસલ અને સાચા સ્વરૂપમાં બાકી છે, કુર્આન તેનું સમર્થન કરે છે, પરંતુ અલ્લાહતઆલાએ "આગળના ગ્રંથો"ની જગ્યાએ "અલકિતાબ" શબ્દનો ઉપયોગ કર્યો. આના ઉપરથી એ હકીકત ખુલે છે કે કુર્આન અને એ તમામ ગ્રંથો, જે જુદી જુદી ભાષાઓ અને જુદા જુદા જમાનાઓમાં અલ્લાહતઆલા તરફથી ઊતર્યાં, એ તમામ હકીકતમાં એક જ ગ્રંથ છે, એક જ એમનો લેખક છે, એક જ એમનો હેતુ અને આશય છે, એક જ એમનું શિક્ષણ છે અને એક જ જ્ઞાન છે જે એમના દ્વારા માનવજાતિને આપવામાં આવ્યું. જો કોઈ ફરક હોય તો તે લખાણોનો છે જે એક જ હેતુ માટે અલગ અલગ શ્રોતાઓ અનુસાર અલગ અલગ રીતે લખવામાં આવ્યાં છે. તેથી હકીકત માત્ર આ જ નથી કે આ ગ્રંથો એકબીજાના વિરોધી નથી, ટેકો આપનારાં છે, ખંડન કરનારા નથી, સમર્થન આપનારાં છે, પરંતુ મૂળ હકીકત આનાથી થોડી વધારે છે, તે આ છે કે તમામ એક જ અલકિતાબ ની જુદી જુદી આવૃત્તિઓ છે.

(૭૯) આયતમાં મુહયમિન **مُهَيْمِنًا** શબ્દનો ઉપયોગ થયો છે. અરબી ભાષામાં '**هيمن هيمنة**'નો અર્થ રક્ષણ, દેખરેખ, સાક્ષી, અમાનત, ટેકો અને હિમાયત છે. **هيمن الطائر على فراخه** એટલે કોઈ માણસે ફલાણી વસ્તુની રક્ષા કરી અને દેખરેખ રાખી. હૈમનુત્ તાઈરુ અલાફિરાખહિ એટલે કે પક્ષીએ તેનાં બચ્ચાંને તેની પાંખોમાં લઈને સુરક્ષિત કરી દીધાં. હઝરત ઉમર રદિ. એ એક વખત લોકોને કહ્યું. **انى داع فهيمنوا** એટલે, હું દુઆ કરૂં છું, હિમાયતમાં તમે આમીન કહો. આના ઉપરથી જ **هميان** શબ્દ છે જેને ઉર્દૂમાં હમયાની કહે છે. એટલે કે એ થેલી કે જેમાં માણસ પોતાનો માલ રાખીને સુરક્ષિત રાખે છે. તેથી કુર્આનને **الكتاب** ઉપર **مهيمن** કહેવાનો અર્થ આ છે કે તેણે એ તમામ સત્યશિક્ષણને, જે અગાઉના આકાશી ગ્રંથોમાં આપવામાં આવ્યું હતું, પોતાની અંદર સુરક્ષિત કરી દીધું છે. આ તેમની દેખરેખ રાખે છે, એ અર્થમાં કે હવે આ સાચા શિક્ષણનો કોઈ ભાગ નાશ પામશે નહીં. તે તેમનો ટેકેદાર છે એટલે કે આ ગ્રંથોમાં ખુદાનો કલામ જેટલી હદે રહેલું છે, કુર્આન દ્વારા તેનું સમર્થન થાય છે. તે તેમના માટે સાક્ષી છે, એ રીતે કે આ ગ્રંથોમાં ખુદાના કલામ અને લોકોના કલામનું જે મિશ્રણ થઈ ગયું છે કુર્આનની ગવાહીથી તેને ફરીથી અલગ પાડી શકાય છે, જે કંઈ તેમાં કુર્આન પ્રમાણે છે તે ખુદાનો કલામ છે અને જે કુર્આનની વિરૂદ્ધ છે તે લોકોનો કલામ છે.

فِیْ مَآ اٰتٰىكُمْ فَاسْتَبِقُوا الْخَیْرٰتِ ؕ اِلَى اللّٰهِ مَرْجِعُكُمْ جَمِیْعًا فَیُنَبِّئُكُمْ بِمَا كُنْتُمْ فِیْهِ تَخْتَلِفُوْنَ ۟ۙ (٤٨) وَ اَنِ احْكُمْ بَیْنَهُمْ

**તેમાં તમારી કસોટી કરે. એટલા માટે ભલાઈના કામોમાં એકબીજાથી આગળ વધી જવાનો પ્રયાસ કરો. છેવટે તમારે સૌએ અલ્લાહ તરફ પાછા ફરવાનું છે, પછી તે તમને સાચી હકીકત જણાવી દેશે જેમાં તમે મતભેદ કરતા રહ્યાં છો[૮૧] — પછી[૮૨] હે મુહમ્મદ ! તમે અલ્લાહના ઊતારેલા કાનૂન પ્રમાણે**

(૮૦) આ વાકયનો ચર્ચા હેઠળના વિષય સાથે સંબંધ નથી પરંતુ તેનો આશય એક પ્રશ્નની સ્પષ્ટતા કરવાનો છે જે ઉપરથી ચાલ્યા આવતા પ્રવચનને સાંભળતી વખતે સાંભળનારના મગજમાં ગૂંચવણ પેદા કરી શકે છે. સવાલ એ છે કે જયારે બધાં જ નબીઓ અને બધાં જ ગ્રંથોનો ધર્મ એક જ છે, અને આ બધા એક બીજાના સમર્થન અને ટેકામાં આવેલાં છે, ત્યારે શરીઅતના કાનૂનની વિગતોમાં એમની વચ્ચે તફાવત શા માટે છે ? શું વાત એમ છે કે ઈબાદતના સ્વરૂપમાં, હરામ અને હલાલના બંધનોમાં, અને સાંસ્કૃતિક અને સામાજિક કાયદાના પેટા નિયમોમાં જુદા જુદા નબીઓ અને આકાશી ગ્રંથોની શરીઅતો વચ્ચે થોડો ઘણો તફાવત રહેલો છે ?

(૮૧) આ ઉપરોકત સવાલનો સંપૂર્ણ જવાબ છે. આ જવાબની વિગત આ પ્રમાણે છે :

(૧) માત્ર શરીઅતોના કાનૂનમાં તફાવતને એ વાત માટે દલીલ ઠરાવવી ખોટું છે કે આ શરીઅતો જુદા જુદા સાધનોમાંથી લેવામાં આવી છે તેમજ જુદા જુદા સ્રોતોમાંથી નીકળી છે. હકીકતમાં એ અલ્લાહ જ છે જેણે જુદી જુદી કોમો માટે જુદા જુદા યુગોમાં અને જુદી જુદી પરિસ્થિતિઓમાં જુદા જુદા નિયમો બનાવ્યાં.

(૨) નિઃશંકપણે આ શકય હતું કે શરૂઆતથી જ તમામ મનુષ્યો માટે એક જ નિયમ અથવા એક જ કાનૂન નકકી કરીને બધાને એક જ ઉમ્મત બનાવી દેવામાં આવત, પરંતુ એ તફાવત કે જે અલ્લાહતઆલાએ અલગ અલગ નબીઓની શરીઅતો વચ્ચે રાખ્યો, તેમાં બીજા ઘણાં લાભો સાથે એક આશય આ પણ હતો કે અલ્લાહતઆલા આ રીત વડે લોકોને અજમાવવા માગતો હતો. જે લોકો દીનના મૂળ તથા તેના આત્મા અને હકીકતને સમજે છે, અને દીનમાં આ કાનૂનની સાચી હેસિયતને જાણે છે, તેમજ કોઈ પૂર્વગ્રહથી પીડાતાં નથી, તેઓ સત્ય ગમે તે સ્વરૂપમાં પણ આવશે ત્યારે ઓળખી લેશે અને સ્વીકારી લેશે, એમને અલ્લાહના મોકલેલા આગળના હુકમોની જગ્યાએ પાછળના હુકમોને સ્વીકારી લેવામાં કોઈ સંકોચ નહીં થાય. આનાથી વિરૂદ્ધ, જે લોકો દીનના હાર્દથી બેખબર છે, અને કાયદા અને તેની વિગતોને જ અસલ દીન માની બેઠાં છે, અને જેમણે ખુદાના તરફથી આવેલી વસ્તુઓમાં પોતાના તરફથી નોંધોનો ઉમેરો કરીને તેમની ઉપર જડતા અને પૂર્વગ્રહ અપનાવી લીધાં છે, તેઓ એ દરેક માર્ગદર્શનને રદ કરતાં જશે જે પાછળથી ખુદા તરફથી આવે. આ બન્ને પ્રકારના માણસોને અલગ તારવવા માટે આ અજમાયશ જરૂરી હતી, એટલા માટે અલ્લાહતઆલાએ શરીઅતો વચ્ચે તફાવત રાખ્યો.

(૩) તમામ શરીઅતોનો મૂળ આશય નેકીઓ અને ભલાઈઓની પ્રાપ્તિ છે અને તે આવી જ રીતે હાંસલ કરી શકાય છે કે જે સમયે જે ખુદાઈ હુકમ હોય તેનું પાલન કરવામાં આવે. એટલા માટે જે લોકો મૂળ ધ્યેય

بِمَآ اَنۡزَلَ اللّٰهُ وَلَا تَتَّبِعۡ اَهۡوَآءَهُمۡ وَاحۡذَرۡهُمۡ اَنۡ
يَّفۡتِنُوۡكَ عَنۡۢ بَعۡضِ مَآ اَنۡزَلَ اللّٰهُ اِلَيۡكَ ؕ فَاِنۡ تَوَلَّوۡا فَاعۡلَمۡ
اَنَّمَا يُرِيۡدُ اللّٰهُ اَنۡ يُّصِيۡبَهُمۡ بِبَعۡضِ ذُنُوۡبِهِمۡ ؕ وَاِنَّ
كَثِيۡرًا مِّنَ النَّاسِ لَفٰسِقُوۡنَ ﴿۴۹﴾ اَفَحُكۡمَ الۡجَاهِلِيَّةِ
يَبۡغُوۡنَ ؕ وَمَنۡ اَحۡسَنُ مِنَ اللّٰهِ حُكۡمًا لِّقَوۡمٍ يُّوۡقِنُوۡنَ ﴿۵۰﴾ ع




**આ લોકોના મામલાઓનો ફેંસલો કરો અને તેમની ઈચ્છાઓનું અનુસરણ ન કરો. સાવચેત રહો કે આ લોકો તમને ભ્રમમાં નાખી એ માર્ગદર્શનથી તસુ બરાબર પણ ચલિત કરવા ન પામે જે અલ્લાહે તમારી તરફ ઊતાર્યું છે. પછી જો આ લોકો આનાથી વિમુખ બને તો જાણી લો કે અલ્લાહે તેમના કેટલાક ગુનાઓના બદલામાં તેમને મુસીબતમાં નાખવાનો ઈરાદો જ કરી લીધો છે, અને આ હકીકત છે કે આ લોકોમાંથી મોટાભાગના ગુનેગાર છે. (જો આ લોકો અલ્લાહના કાનૂનથી વિમુખ બને છે) તો શું પછી જાહિલિય્યતનો[૮૩] ફેંસલો ઈચ્છે છે ? જો કે જે લોકો અલ્લાહ ઉપર વિશ્વાસ ધરાવે છે તેમની નજીક અલ્લાહથી સારો ફેંસલો કરનાર કોઈ નથી. (રુકૂઅ-૭)**

ઉપર નજર રાખે છે તેમના માટે શરીઅતો વચ્ચેના તફાવત અને સાધનોમાં રહેલા તફાવતો ઉપર વાદ-વિવાદ કરવાને બદલે સાચી કાર્યપદ્ધતિ આ છે કે ધ્યેયની તરફ એ માર્ગે આગળ વધે જેને અલ્લાહતઆલા તરફથી સ્વીકૃતિ મળેલી હોય.

(૪) જે મતભેદો લોકોએ પોતાની જડતા, પૂર્વગ્રહ, હઠાગ્રહ અને મગજની પેદાશથી જાતે ઉભા કરી દીધાં છે તેનો અંતિમ ફેંસલો ન તો ચર્ચાસભાઓમાં થઈ શકે છે, ન તો લડાઈના મેદાનમાં. અંતિમ ફેંસલો અલ્લાહતઆલા પોતે કરશે જયારે સચ્ચાઈ ખોલી નાખવામાં આવશે અને લોકો ઉપર સ્પષ્ટ થઈ જશે કે જે વિવાદોમાં તેઓ આખી જીંદગી ખપાવીને આવ્યાં છે તેના ઊંડાણમાં ''સત્ય''નું ગુણ કેટલું હતું અને જૂઠના ઉમેરાનું કેટલું.

(૮૨) અહીંથી ફરી એ જ પ્રવચન આગળ ચાલે છે જે ઉપરથી ચાલ્યું આવે છે.

(૮૩) જહાલત શબ્દનો ઉપયોગ ઈસ્લામની સરખામણીમાં કરવામાં આવે છે. ઈસ્લામની રીત સંપૂર્ણપણે જ્ઞાન છે કેમ કે તેની તરફ અલ્લાહે માર્ગદર્શન આપેલું છે જે બધી જ હકીકતોનું જ્ઞાન ધરાવે છે. અને આનાથી ઊલટું, એ દરેક રીત કે જે ઈસ્લામથી અલગ છે તે જહાલતની રીત છે. ઈસ્લામ પહેલાંના આરબયુગને જહાલતનો યુગ આ જ અર્થમાં કહેવામાં આવ્યો છે કે એ જમાનામાં જ્ઞાન વિના માત્ર અંધશ્રદ્ધા, કલ્પનાઓ અને

يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوۡا لَا تَتَّخِذُوا الۡيَهُوۡدَ وَالنَّصٰرٰۤى اَوۡلِيَآءَ ۘ
بَعۡضُهُمۡ اَوۡلِيَآءُ بَعۡضٍ ؕ وَمَنۡ يَّتَوَلَّهُمۡ مِّنۡكُمۡ فَاِنَّهٗ مِنۡهُمۡ ؕ
اِنَّ اللّٰهَ لَا يَهۡدِى الۡقَوۡمَ الظّٰلِمِيۡنَ ﴿۵۱﴾ فَتَرَى الَّذِيۡنَ فِىۡ
قُلُوۡبِهِمۡ مَّرَضٌ يُّسَارِعُوۡنَ فِيۡهِمۡ يَقُوۡلُوۡنَ نَخۡشٰٓى اَنۡ
تُصِيۡبَنَا دَآٮِٕرَةٌ ؕ فَعَسَى اللّٰهُ اَنۡ يَّاۡتِىَ بِالۡفَتۡحِ اَوۡ اَمۡرٍ مِّنۡ

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો ! યહૂદીઓ અને ખ્રિસ્તીઓને તમારા મિત્રો ન બનાવો, આ લોકો અંદરોઅંદર એકબીજાના મિત્રો છે. અને જો તમારામાંથી કોઈ તેમને પોતાનો મિત્ર બનાવે છે તો તેની ગણના પણ પછી તેમનામાં જ છે, નિઃશંક, અલ્લાહ જુલમીઓને તેના માર્ગદર્શનથી વંચિત કરી દે છે.**

**તમે જુઓ છો કે જેમના દિલોમાં દંભનો રોગ છે તેઓ તેમની અંદરોઅંદર પ્રવૃત્તિશીલ રહે છે. કહે છે “અમને બીક લાગે છે કે કયાંક અમે કોઈ મુસીબતના ચક્કરમાં ફસાઈ ન જઈએ.”[84] પરંતુ દૂર નથી કે જ્યારે અલ્લાહ તમને નિર્ણાયક વિજય એનાયત કરશે અથવા તેના તરફથી બીજી કોઈ વાત**

---

અનુમાનો તેમજ ઈચ્છાઓના આધારે લોકોએ પોતપોતાના જીવનની પદ્ધતિઓ નક્કી કરી દીધી હતી. આ પ્રકારનું વલણ જયાં પણ અને જે યુગમાં પણ મનુષ્યો અપનાવે તો તેને જહાલતનું જ વલણ કહેવામાં આવશે. શાળાઓ, યુનિવર્સિટીઓમાં જે કંઈ ભણાવવામાં આવે છે તે ફકત જ્ઞાનનો એક ભાગ છે અને કોઈપણ અર્થમાં માનવીના માર્ગદર્શન માટે તે અપૂરતું છે, એટલા માટે ખુદાએ આપેલા જ્ઞાનથી લાપરવા બનીને જે જીવનપદ્ધતિ આ અધૂરા જ્ઞાનની સાથે કલ્પનાઓ, અનુમાનો, અંધશ્રદ્ધા અને ઈચ્છાઓને ભેળવીને બનાવી લેવામાં આવી છે તે પણ એ જ રીતે જહાલતની વ્યાખ્યામાં આવી જાય છે જેવી રીતે જૂના જમાનાના જહાલતના રિવાજો આ વ્યાખ્યામાં આવી જાય છે.

(૮૪) એ સમય સુધી અરબસ્તાનમાં કુફ્ર અને ઈસ્લામના સંઘર્ષનો કોઈ નિર્ણાયક ફેંસલો આવ્યો ન હતો જો કે ઈસ્લામ તેના અનુયાયીઓની કુરબાનીઓના કારણે એક તાકાત બની ગયો હતો પરંતુ સામે પક્ષે રહેલી શક્તિઓ પણ ભારે હતી. ઈસ્લામના વિજયની જેટલી શકયતા હતી તેટલી જ કુફ્રના વિજયની પણ હતી. એટલા માટે મુસલમાનોમાં જે લોકો દંભી હતાં તે લોકો ઈસ્લામી સમાજમાં રહેવા છતાં યહૂદીઓ અને ખ્રિસ્તીઓની સાથે સંબંધો જાળવી રાખવા માગતા હતાં જેથી આ સંઘર્ષમાં જો ઈસ્લામનો પરાજય થાય તો તેમના માટે કોઈને કોઈ આશ્રય સ્થાન સુરક્ષિત રહે. આ ઉપરાંત, એ વખતે અરબસ્તાનમાં ખ્રિસ્તીઓ અને

عِنْدِهٖ فَيُصْبِحُوْا عَلٰى مَآ اَسَرُّوْا فِيْٓ اَنْفُسِهِمْ نٰدِمِيْنَ ﴿٥٢﴾ وَ
يَقُوْلُ الَّذِيْنَ اٰمَنُوْٓا اَهٰٓؤُلَآءِ الَّذِيْنَ اَقْسَمُوْا بِاللّٰهِ جَهْدَ
الثلثة اَيْمَانِهِمْ ۙ اِنَّهُمْ لَمَعَكُمْ ؕ حَبِطَتْ اَعْمَالُهُمْ فَاَصْبَحُوْا خٰسِرِيْنَ ﴿٥٣﴾
يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا مَنْ يَّرْتَدَّ مِنْكُمْ عَنْ دِيْنِهٖ فَسَوْفَ
يَاْتِى اللّٰهُ بِقَوْمٍ يُّحِبُّهُمْ وَ يُحِبُّوْنَهٗٓ ۙ اَذِلَّةٍ عَلَى الْمُؤْمِنِيْنَ
اَعِزَّةٍ عَلَى الْكٰفِرِيْنَ ۫ يُجَاهِدُوْنَ فِيْ سَبِيْلِ اللّٰهِ وَ

---

**જાહેર કરશે[૮૫] ત્યારે આ લોકો તેમના આ દંભ માટે કે જેને તેઓ દિલોમાં છુપાવી રહ્યાં છે, પસ્તાશે. અને તે વખતે ઈમાનવાળાઓ કહેશે "શું આ એ જ લોકો છે જે અલ્લાહના નામે મોટી મોટી સોગંદો ખાઈને વિશ્વાસ અપાવતા હતાં કે અમે તમારી સાથે છીએ ?" — તેમના તમામ કર્મો વ્યર્થ થઈ ગયાં અને છેવટે તેઓ નિષ્ફળ થઈને રહ્યાં.[૮૬]**

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, જો તમારામાંથી કોઈ તેના દીનથી ફરી જાય છે (તો ફરી જાય) અલ્લાહ એવા બીજા ઘણાં લોકો પેદા કરી દેશે જે અલ્લાહને વહાલા હશે અને અલ્લાહ તેમને વહાલો હશે, જે મોમિનો માટે નરમ અને કાફિરો માટે સખત હશે,[૮૭] જે અલ્લાહના માર્ગમાં તમામ પ્રયત્નો કરી છૂટશે અને**

---

યહૂદીઓની આર્થિક તાકાત પણ સૌથી વધારે હતી. ધીરધારનો ધંધો મોટાભાગે એમના હાથમાં હતો, અરબસ્તાનના ઉત્તમ ફળદ્રુપ પ્રદેશો એમના કબજામાં હતાં, એમની વ્યાજખોરીની જાળ ચારે બાજુ ફેલાયેલી હતી, એટલા માટે આર્થિક કારણોના આધારે પણ આ દંભી લોકો એમની સાથેના પોતાના જૂના સંબંધો ચાલુ રાખવા માગતા હતાં. તેમનું એવું અનુમાન હતું કે જો ઇસ્લામ અને કુફ્રના આ સંઘર્ષમાં પૂરેપૂરી રીતે જોડાઈને આપણે આ તમામ કોમોની સાથે આપણા સંબંધો કાપી નાખીશું, જેમની સાથે ઇસ્લામ અત્યારે યુદ્ધે ચઢેલું છે, તો આ કૃત્ય રાજકીય અને આર્થિક બંને રીતે આપણા માટે ખતરનાક નીવડશે.

(૮૫) એટલે કે નિર્ણાયક વિજય કરતાં નીચા દરજ્જાની કોઈ એવી વસ્તુ જેનાથી સામાન્ય લોકોને એવી ખાતરી થઈ જાય કે હાર-જીતનો છેવટનો ફેંસલો ઇસ્લામની જ તરફેણમાં આવશે.

(૮૬) એટલે કે જે કંઈ તેમણે ઇસ્લામના અનુસરણમાં કર્યું, નમાઝો પઢી, રોઝા રાખ્યાં, ઝકાત અદા કરી, જિહાદમાં જોડાયાં, ઇસ્લામના કાનૂનોનું પાલન કર્યું, આ બધું એટલા જ કારણસર એળે ગયું કેમકે તેમના દિલોમાં

لَا يَخَافُوْنَ لَوْمَةَ لَآئِمٍ ؕ ذٰلِكَ فَضْلُ اللّٰهِ يُؤْتِيْهِ مَنْ
يَّشَآءُ ؕ وَاللّٰهُ وَاسِعٌ عَلِيْمٌ ﴿۵۴﴾ اِنَّمَا وَلِيُّكُمُ اللّٰهُ وَرَسُوْلُهٗ
وَالَّذِيْنَ اٰمَنُوا الَّذِيْنَ يُقِيْمُوْنَ الصَّلٰوةَ وَيُؤْتُوْنَ
الزَّكٰوةَ وَهُمْ رٰكِعُوْنَ ﴿۵۵﴾ وَمَنْ يَّتَوَلَّ اللّٰهَ وَرَسُوْلَهٗ
وَالَّذِيْنَ اٰمَنُوْا فَاِنَّ حِزْبَ اللّٰهِ هُمُ الْغٰلِبُوْنَ ﴿۵۶﴾ ع




**કોઈ ઠપકો આપનારના ઠપકાથી ડરશે નહીં.[૮૮] આ અલ્લાહની કૃપા છે, જેને ઇચ્છે આપે છે. અલ્લાહ વિશાળ સાધનોનો માલિક છે અને બધું જ જાણે છે.**

**તમારા મિત્ર તો હકીકતમાં માત્ર અલ્લાહ અને અલ્લાહનો પયગમ્બર અને એ ઈમાનવાળા છે જે નમાઝ કાયમ કરે છે, ઝકાત આપે છે અને અલ્લાહની સમક્ષ ઝૂકનારાં છે. અને જે અલ્લાહ અને તેના પયગમ્બર અને ઈમાનવાળાઓને તેનો મિત્ર બનાવી લે તેને જાણ થાય કે અલ્લાહનો પક્ષ જ વિજયી થનાર છે. (રુકૂઅ-૮)**

ઇસ્લામ માટે નિષ્ઠા ન હતી અને તેઓ બધાથી કપાઈને માત્ર એક ખુદાના બનીને રહ્યા ન હતાં બલ્કે પોતાની દુનિયાની ખાતર તેમણે પોતાની જાતને ખુદા અને તેના વિદ્રોહીઓની વચ્ચે અડધી-અડધી વહેંચી દીધી હતી.

(૮૭) ''મોમિનો માટે નરમ''નો અર્થ આ છે કે કોઈપણ માણસ ઈમાનવાળાની સામે પોતાની તાકાત ક્યારેય ન વાપરે. તેની હોંશિયારી, તેની બુદ્ધિ, તેની લાયકાત, તેની લાગવગ, તેનું ધન, તેની શારીરિક શક્તિ કોઈ પણ વસ્તુ મુસલમાનોને દબાવવા માટે, સતાવવા માટે કે તેમને નુકસાન પહોંચાડવા માટે ન હોય. મુસલમાનો પોતાની વચ્ચે તેને હંમેશાં એક નરમ સ્વભાવનો, દયાળુ અને સહિષ્ણુ માણસ જ જુએ.

''કાફિરો માટે સખત'' હોવાનો અર્થ આ છે કે કોઈપણ મુસલમાન તેના ઈમાનની દૃઢતા, ધાર્મિકનિષ્ઠા, સિદ્ધાંતવાદ, ચારિત્ર્યબળ અને ઈમાનની સમજના કારણે ઇસ્લામ વિરોધીઓની સામે પથ્થરની શીલા જેવો હોય કે કોઈ પણ રીતે તેને તેની જગ્યાએથી ડગાવી ન શકાય, તેઓ તેને ક્યારેય આસાન લક્ષ્ય ન સમજે, તેમને જ્યારે પણ તેનો સામનો કરવાનો આવે ત્યારે તેમની ઉપર આ વાત પુરવાર થઈ જાય કે આ અલ્લાહનો બંદો મરી શકે છે પરંતુ કોઈપણ કિંમતે વેચાઈ શકતો નથી અને કોઈ દબાણથી દબાઈ શકતો નથી.

(૮૮) એટલે કે અલ્લાહના દીનનું પાલન કરવામાં, તેના હુકમોનો અમલ કરવામાં, અને તેના દીનની રૂએ જે કંઈ સત્ય છે તેને સત્ય તથા જે કંઈ જૂઠ છે તેને જૂઠ કહેવામાં તેને કોઈ શેહશરમ નડશે નહીં. કોઈનો વિરોધ, કોઈના મ્હેણાંટોણાં, કોઈના વાંધા, કોઈના કડવા વેણની દરકાર નહીં કરે. જો લોકલાગણી ઇસ્લામની

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَتَّخِذُوا الَّذِيْنَ اتَّخَذُوْا دِيْنَكُمْ هُزُوًا وَّ
لَعِبًا مِّنَ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ مِنْ قَبْلِكُمْ وَ الْكُفَّارَ اَوْلِيَآءَ ۚ
وَ اتَّقُوا اللّٰهَ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿۵۷﴾ وَ اِذَا نَادَيْتُمْ اِلَى الصَّلٰوةِ
اتَّخَذُوْهَا هُزُوًا وَّ لَعِبًا ؕ ذٰلِكَ بِاَنَّهُمْ قَوْمٌ لَّا يَعْقِلُوْنَ ﴿۵۸﴾
قُلْ يٰۤاَهْلَ الْكِتٰبِ هَلْ تَنْقِمُوْنَ مِنَّاۤ اِلَّاۤ اَنْ اٰمَنَّا بِاللّٰهِ وَ مَاۤ
اُنْزِلَ اِلَيْنَا وَ مَاۤ اُنْزِلَ مِنْ قَبْلُ ۙ وَ اَنَّ اَكْثَرَكُمْ فٰسِقُوْنَ ﴿۵۹﴾
قُلْ هَلْ اُنَبِّئُكُمْ بِشَرٍّ مِّنْ ذٰلِكَ مَثُوْبَةً عِنْدَ اللّٰهِ ؕ

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, તમારા પુરોગામી ગ્રંથવાળાઓમાંથી જે લોકોએ તમારા દીનને ઠઠ્ઠા અને ગમ્મત કરવાની વસ્તુ બનાવી લીધો છે, તેમને અને બીજા કાફિરોને તમારા મિત્ર અને સાથીદાર ન બનાવો. અલ્લાહથી ડરો જો તમે મોમિન છો. જ્યારે તમે નમાઝ માટે પોકારો છો ત્યારે તેઓ તેની મજાક ઉડાવે છે અને તેની સાથે રમે છે.[૮૯] આનું કારણ આ છે કે તેઓ બુદ્ધિહીન છે.[૯૦] આમને કહો, ''હે ગ્રંથવાળાઓ ! તમે જે વાત માટે અમારાથી ગુસ્સે છો તે આ સિવાય બીજી કઈ છે કે અમે અલ્લાહ ઉપર અને દીનના એ શિક્ષણ ઉપર ઈમાન લઈ આવ્યાં છીએ જે અમારી તરફ ઊતર્યું છે અને અમારી પહેલાં પણ ઊતર્યું હતું, અને તમારામાંથી મોટાભાગના લોકો ગુનેગાર છે ?'' પછી કહો ''શું હું એ લોકોની જાણકારી આપું જેમનો અંજામ અલ્લાહને ત્યાં ગુનેગારોના અંજામ કરતાં પણ વધારે ખરાબ છે ?**

વિરૂદ્ધ હોય અને ઈસ્લામની રીત ઉપર ચાલવાનો અર્થ પોતાની જાતને સમસ્ત દુનિયામાં બદનામ કરી લેવાનો હોય તો પણ તેઓ એ જ માર્ગ ઉપર ચાલશે જેને તેઓ સાચા દિલથી સત્ય માને છે.

(૮૯) એટલે કે અઝાનનો અવાજ સાંભળીને તેના ચાળાં પાડે છે, ઠઠ્ઠો કરવા માટે તેના શબ્દો બદલી નાખે છે અને વિકૃત બનાવે છે તથા તેની મજાક ઉડાવે છે.

(૯૦) એટલે કે તેમની આ હરકતો તેમની ઓછી બુદ્ધિનું પરિણામ છે. જો તેઓ જહાલત અને મૂર્ખાઈમાં પડેલા ન હોત તો મુસલમાનો સાથે ધાર્મિક મતભેદો ધરાવવા છતાં આવા હલકટ કામો તેમના દ્વારા કરવામાં ન આવત. કયા સમજદાર માણસને એ પસંદ પડે કે જ્યારે કોઈ જૂથ ખુદાની ઈબાદત માટે હાકલ કરે

مَنْ لَّعَنَهُ اللّٰهُ وَ غَضِبَ عَلَيْهِ وَ جَعَلَ مِنْهُمُ الْقِرَدَةَ وَ
الْخَنَازِيْرَ وَ عَبَدَ الطَّاغُوْتَ ؕ اُولٰٓئِكَ شَرٌّ مَّكَانًا وَّ اَضَلُّ
عَنْ سَوَآءِ السَّبِيْلِ ۝٦٠ وَ اِذَا جَآءُوْكُمْ قَالُوْٓا اٰمَنَّا وَ قَدْ
دَّخَلُوْا بِالْكُفْرِ وَ هُمْ قَدْ خَرَجُوْا بِهٖ ؕ وَ اللّٰهُ اَعْلَمُ بِمَا كَانُوْا
يَكْتُمُوْنَ ۝٦١ وَ تَرٰى كَثِيْرًا مِّنْهُمْ يُسَارِعُوْنَ فِى الْاِثْمِ وَ
الْعُدْوَانِ وَ اَكْلِهِمُ السُّحْتَ ؕ لَبِئْسَ مَا كَانُوْا يَعْمَلُوْنَ ۝٦٢
لَوْ لَا يَنْهٰهُمُ الرَّبّٰنِيُّوْنَ وَ الْاَحْبَارُ عَنْ قَوْلِهِمُ الْاِثْمَ وَ

---

**તેઓ કે જેમની ઉપર અલ્લાહે લાનત કરી, જેમની ઉપર તેનો પ્રકોપ તૂટી પડયો, જેમનામાંથી વાનર અને ડુક્કર બનાવવામાં આવ્યાં, જેમણે તાગૂતની બંદગી કરી. તેમની કક્ષા હજુ પણ વધારે ખરાબ છે અને તેઓ સવાઅસ્સબીલથી ખૂબ જ ભટકી ગયેલાં છે.'[૯૧]**

**જ્યારે આ લોકો તમારી પાસે આવે છે ત્યારે કહે છે કે, અમે ઈમાન લાવ્યાં, જો કે કુફ્ર લઈને આવ્યા હતાં અને કુફ્ર જ લઈને પાછા ગયાં, અને અલ્લાહ સારી રીતે જાણે છે જે તેમણે દિલોમાં છુપાવી રાખેલું છે. તમે જુઓ છો કે તેમનામાંથી સંખ્યાબંધ લોકો ગુન્હા અને અત્યાચારના કામોમાં દોડધામ કરતાં ફરે છે અને હરામનાં માલ ખાય છે. અત્યંત ખરાબ હરકતો છે જે આ લોકો કરી રહ્યાં છે. શા માટે તેમના વિદ્વાનો અને ધાર્મિક વડાઓ તેમને ગુન્હાની વાતો કરવાથી અને હરામનું**

---

ત્યારે તેની ઠેકડી ઉડાવવામાં આવે.

(૯૧) અહીં નાજુક ઈશારો ખુદ યહૂદીઓ તરફ છે. તેમનો ખુદનો ઇતિહાસ કહી રહ્યો છે કે અનેક વખતે તેઓ ખુદાના પ્રકોપ અને તેના ધિક્કારના ભોગ બન્યાં છે, સબ્તના નિયમનો ભંગ કરવાના કારણે તેમની કોમના ઘણાં લોકોના ચહેરા વિકૃત બની ગયાં, એટલે સુધી કે પતનની એ અંતિમ કક્ષા સુધી પહોંચી ગયાં કે તાગૂતની બંદગી સુદ્ધાં તેઓ કરી શકયા નહીં. તેથી કહેવાનો મતલબ આ છે કે તમારી બેશરમી અને અપરાધપૂર્ણ નફ્ફટાઈની પણ કોઈ હદ હોવી જોઈએ કે તમે પોતે ગુન્હા, તથા નૈતિકતાની છેલ્લી કક્ષાના પતનમાં પડેલાં છો ત્યારે જો એક બીજું જૂથ ખુદાની ઉપર ઈમાન લાવીને સાચી ધાર્મિકતાની રીત અપનાવે છે ત્યારે હાથ ધોઈને તેની પાછળ પડી જાઓ છો.

اَكۡلِهِمُ السُّحۡتَ ؕ لَبِئۡسَ مَا كَانُوۡا يَصۡنَعُوۡنَ ﴿٦٣﴾ وَ قَالَتِ
الۡيَهُوۡدُ يَدُ اللّٰهِ مَغۡلُوۡلَةٌ ؕ غُلَّتۡ اَيۡدِيۡهِمۡ وَ لُعِنُوۡا بِمَا قَالُوۡا ۘ
بَلۡ يَدٰهُ مَبۡسُوۡطَتٰنِ ۙ يُنۡفِقُ كَيۡفَ يَشَآءُ ؕ وَ لَيَزِيۡدَنَّ كَثِيۡرًا
مِّنۡهُمۡ مَّاۤ اُنۡزِلَ اِلَيۡكَ مِنۡ رَّبِّكَ طُغۡيَانًا وَّ كُفۡرًا ؕ وَ

ખાવાથી રોકતાં નથી? નિઃશંક ઘણી જ ખરાબ જીવન-નોંધ છે જે તેઓ તૈયાર કરી રહ્યાં છે.

યહૂદીઓ કહે છે, અલ્લાહના હાથ બંધાયેલાં છે.[૯૨] — બાંધી દેવામાં આવ્યાં તેમનાં હાથ,[૯૩] અને લાનત પડી તેમની ઉપર એ બકવાસના કારણે જે તેઓ કરે છે[૯૪] — અલ્લાહના હાથ તો ખુલ્લાં છે, જે રીતે ઇચ્છે છે ખર્ચ કરે છે.

હકીકત આ છે કે જે કલામ તમારા માલિક તરફથી તમારી ઉપર ઊતર્યું છે તે ઊલટાનું તેમનામાંથી મોટાભાગના લોકોના વિદ્રોહમાં અને કુફ્રમાં વૃદ્ધિનું કારણ બની ગયું છે,[૯૫] અને (આના બદલામાં)

(૯૨) અરબી ભાષાના રૂઢિપ્રયોગ પ્રમાણે કોઈના હાથ બંધાયેલાં હોવાનો અર્થ આ છે કે તે કંજૂસ છે, દાન અને બક્ષિસથી તેનો હાથ રોકાયેલો છે. આમ, યહૂદીઓના આ કથનનો અર્થ આ નથી કે ખરેખર અલ્લાહના હાથ બંધાયેલાં છે પરંતુ આનો અર્થ આ છે કે અલ્લાહ કંજૂસ છે કેમ કે સદીઓથી યહૂદી કોમ અપમાન અને ગરીબીની હાલતમાં હતી, તથા તેનો ભવ્ય ભૂતકાળ એક પ્રાચીન ગાથા બની ગઈ હતી જેના પાછા આવવાની કોઈ શકયતા તેમને દેખાતી ન હતી. એટલા માટે સામાન્ય રીતે પોતાની કોમની મુસીબતોનું વર્ણન કરતી વખતે એ કોમના મૂર્ખ લોકો આ બેહૂદું કથન બોલતા હતાં કે મઆઝલ્લાહ, ખુદા તો કંજૂસ બની ગયો છે, તેના ખજાનાનું મોં બંધ છે, અમને આપવા માટે તેની પાસે મુસીબતો અને આફતો સિવાય બીજું કંઈ રહ્યું નથી. આ વાત માત્ર યહૂદીઓ સુધી જ મર્યાદિત ન હતી, બીજી કોમોના અજ્ઞાન લોકોની પણ આ જ હાલત છે કે જયારે તેમની ઉપર કોઈ મુસીબતનો સમય આવે છે ત્યારે ખુદાની તરફ વળવાને બદલે તેઓ અદેખાઈના માર્યા આ પ્રકારની અનાદરની વાતો કરે છે.

(૯૩) એટલે કે કંજૂસાઈમાં આ લોકો ખુદ પડેલાં છે. દુનિયામાં તેમની કંજૂસાઈ અને સંકુચિત માનસિકતા માટે તેઓ એક કહેવત બની ગયાં છે.

(૯૪) એટલે કે આવી અપમાનજનક અને કટાક્ષભરી વાતો કરીને જો તેઓ એમ ઇચ્છતાં હોય કે ખુદા તેમની ઉપર મહેરબાન થઈ જાય અને તેમની ઉપર તેની કૃપાઓ વરસાવવા માંડે તો આ તો કોઈ રીતે શકય નથી. બલ્કે આ વાતોનું ઊંધું પરિણામ એવું છે કે આ લોકો ખુદાની કૃપાદ્રષ્ટિથી વધુ ને વધુ વંચિત થતાં જાય છે તેમજ તેની મહેરબાનીઓથી વધુને વધુ દૂર થતાં જાય છે.

اَلْقَيْنَا بَيْنَهُمُ الْعَدَاوَةَ وَالْبَغْضَآءَ اِلٰى يَوْمِ الْقِيٰمَةِ ؕ كُلَّمَآ
اَوْقَدُوْا نَارًا لِّلْحَرْبِ اَطْفَاَهَا اللّٰهُ ۙ وَيَسْعَوْنَ فِى الْاَرْضِ
فَسَادًا ؕ وَاللّٰهُ لَا يُحِبُّ الْمُفْسِدِيْنَ ﴿٦٤﴾ وَلَوْ اَنَّ اَهْلَ الْكِتٰبِ
اٰمَنُوْا وَاتَّقَوْا لَكَفَّرْنَا عَنْهُمْ سَيِّاٰتِهِمْ وَلَاَدْخَلْنٰهُمْ جَنّٰتِ
النَّعِيْمِ ﴿٦٥﴾ وَلَوْ اَنَّهُمْ اَقَامُوا التَّوْرٰىةَ وَالْاِنْجِيْلَ وَمَآ
اُنْزِلَ اِلَيْهِمْ مِّنْ رَّبِّهِمْ لَاَكَلُوْا مِنْ فَوْقِهِمْ وَمِنْ تَحْتِ

**અમે તેમની વચ્ચે કયામત સુધી અદાવત અને દુશ્મનાવટ નાખી દીધાં છે. જ્યારે પણ આ લોકો લડાઈની આગ ભડકાવે છે અલ્લાહ તેને ઠંડી કરી દે છે. આ લોકો ધરતીમાં અરાજકતા ફેલાવવાની પ્રવૃત્તિઓ કરી રહ્યાં છે પરંતુ અલ્લાહ અરાજકતા ફેલાવનારાંને કદાપિ પસંદ કરતો નથી.**

**જો (આ વિદ્રોહના બદલે) આ ગ્રંથવાળાં ઈમાન લાવ્યાં હોત અને અલ્લાહથી ડરવાનો માર્ગ અપનાવ્યો હોત તો અમે તેમની બૂરાઈઓ તેમની અંદરથી દૂર કરી દેત અને તેમને નિયામતોથી ભરપૂર જન્નતોમાં પહોંચાડી દેત. કદાચ તેમણે તૌરાત અને ઇંજીલ અને એ બીજા ગ્રંથોને કાયમ કર્યા હોત જે તેમના માલિક તરફથી તેમની પાસે મોકલવામાં આવ્યાં હતાં. આવું કર્યું હોત તો તેમના માટે ઊપરથી રોજી વરસત અને નીચેથી**

(૯૫) આ કલામને સાંભળીને કોઈ ઉપયોગી બોધપાઠ લેત, પોતાની ભૂલો અને ખોટાં કાર્યો બદલ ચેતીને તેની ભરપાઈ કરત અને પોતાની પડતીની દશાના કારણો શોધી કાઢીને સુધારણાની તરફ ધ્યાન આપત, તેના બદલે તેમની ઉપર આની ઊંધી અસર થઈ કે જીદ્દી બનીને તેમણે સત્ય અને સચ્ચાઈનો વિરોધ શરૂ કરી દીધો છે, ભલાઈ અને સુધારણાના ભુલાયેલાં પાઠને સાંભળીને સીધા માર્ગે આવવાની વાત તો દૂર રહી, ઊલટાનું તેમનું વર્તન એવું છે કે જે અવાજ આ પાઠને યાદ દેવડાવી રહ્યો છે, તેને દબાવી દે કે જેથી કોઈ બીજો પણ તેને સાંભળી ન શકે.




اَرْجُلِهِمْ ؕ مِنْهُمْ اُمَّةٌ مُّقْتَصِدَةٌ ؕ وَ كَثِيْرٌ مِّنْهُمْ سَآءَ مَا يَعْمَلُوْنَ ﴿٦٦﴾
يٰۤاَيُّهَا الرَّسُوْلُ بَلِّغْ مَاۤ اُنْزِلَ اِلَيْكَ مِنْ رَّبِّكَ ؕ وَ اِنْ لَّمْ تَفْعَلْ
فَمَا بَلَّغْتَ رِسَالَتَهٗ ؕ وَ اللّٰهُ يَعْصِمُكَ مِنَ النَّاسِ ؕ اِنَّ اللّٰهَ لَا
يَهْدِى الْقَوْمَ الْكٰفِرِيْنَ ﴿٦٧﴾ قُلْ يٰۤاَهْلَ الْكِتٰبِ لَسْتُمْ عَلٰى شَىْءٍ
حَتّٰى تُقِيْمُوا التَّوْرٰىةَ وَ الْاِنْجِيْلَ وَ مَاۤ اُنْزِلَ اِلَيْكُمْ مِّنْ رَّبِّكُمْ ؕ

**ઉભરાત.[૯૬] જો કે તેમની અંદર કેટલાક સત્યનિષ્ઠ પણ છે પરંતુ તેમની બહુમતિ ભારે દુરાચારી છે. (રુકૂઅ-૯)**

**હે પયગમ્બર ! જે કંઈ તમારા માલિક તરફથી તમારી ઉપર ઊતારવામાં આવ્યું છે તે લોકો સુધી પહોંચાડી દો. જો તમે આવું ન કર્યું તો તેની પયગમ્બરીની ફરજ અદા ન કરી. અલ્લાહ તમને લોકોના ઉપદ્રવથી બચાવનાર છે. ખાતરી રાખો કે તે કાફિરોને (તમારી સામે) સફળતાનો માર્ગ કદાપિ નહીં દેખાડે. સ્પષ્ટપણે કહી દો કે “હે ગ્રંથવાળાઓ ! તમે કદાપિ કોઈ આધાર ઉપર નથી જ્યાં સુધી તૌરાત અને ઈંજીલ અને એ બીજાં ગ્રંથોને કાયમ ન કરો જે તમારા માલિક તરફથી ઉતારવામાં આવ્યાં છે.”[૯૭]**

(૯૬) બાઈબલના પુસ્તકના અહબાર (પ્રકરણ - ૨૬) અને પુનર્નિયમ (પ્રકરણ-૨૮)માં હઝરત મૂસા અ.સ.નું એક પ્રવચન નોંધવામાં આવ્યું છે જેમાં તેમણે બનીઇસ્રાઈલને ખૂબ જ વિગતવાર રીતે બતાવ્યું છે કે, જો તમે અલ્લાહના હુકમોનું ચુસ્તપણે પાલન કરશો તો કેવી રીતે અલ્લાહની કૃપાઓ અને તેની બરકતો વડે તમે નવાજવામાં આવશો, અને જો અલ્લાહના ગ્રંથને પીઠ પાછળ નાખી દઈને આજ્ઞાભંગ કરવા લાગશો તો કેવી રીતે આફતો અને મુસીબતો તથા બરબાદીઓ તમારી ઉપર એકીસાથે તૂટી પડશે. હઝરત મૂસા અ.સ.નું પ્રવચન કુર્આનના આ ટૂંકા કથનનું ઉત્તમ અર્થઘટન છે.

(૯૭) તૌરાત અને ઈંજીલને કાયમ કરવાનો અર્થ સચ્ચાઈપૂર્વક તેનું અનુસરણ કરવાનો તેમજ તેમને જીવનનો નિયમ બનાવવાનો છે. અત્રે એક વાત સારી રીતે સમજી લેવાની જરૂર છે કે બાઈબલના પવિત્ર પુસ્તક-સંગ્રહમાં એક પ્રકારના લખાણો તો એ છે કે જે યહૂદીઓ અને ખ્રિસ્તી લેખકોએ જાતે લખેલાં છે, અને બીજા પ્રકારના લખાણો એ છે કે જે અલ્લાહતઆલાની વાણી અથવા હઝરત મૂસા અ.સ., ઈસા અ.સ. અને અન્ય પયગમ્બરોના કથનોની હેસિયતથી નોંધાયેલાં છે, અને જેમની અંદર એ સ્પષ્ટતા કરવામાં આવી છે કે અલ્લાહે આવું કહ્યું, અથવા ફલાણા નબીએ આવું કહ્યું. આમાંથી પહેલાં પ્રકારના લખાણોને અલગ તારવીને જો

وَلَيَزِيْدَنَّ كَثِيْرًا مِّنْهُمْ مَّآ اُنْزِلَ اِلَيْكَ مِنْ رَّبِّكَ طُغْيَانًا وَّ
كُفْرًا ۚ فَلَا تَاْسَ عَلَى الْقَوْمِ الْكٰفِرِيْنَ ﴿٦٨﴾ اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَ
الَّذِيْنَ هَادُوْا وَالصّٰبِـُٔوْنَ وَالنَّصٰرٰى مَنْ اٰمَنَ بِاللّٰهِ وَالْيَوْمِ
الْاٰخِرِ وَعَمِلَ صَالِحًا فَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ﴿٦٩﴾

**જરૂર આ ફરમાન કે જે તમારી ઉપર ઊતારવામાં આવ્યું છે તેમનામાંથી મોટાભાગના લોકોના વિદ્રોહ અને ઈનકારને હજી વધારી દેશે.[૯૮] પરંતુ ઈનકાર કરનારાઓની હાલત ઉપર જરાપણ અફસોસ ન કરો. (જાણી લો કે અહીં ઈજારો કોઈનો પણ નથી) મુસલમાનો હોય કે યહૂદીઓ, સાબીઓ હોય કે ખ્રિસ્તીઓ, જે પણ અલ્લાહ અને અંતિમ દિવસ ઉપર ઈમાન લાવશે અને સદ્કાર્ય કરશે નિઃશંક તેના માટે ન તો કોઈ ભયનો અવકાશ છે ન તો દુઃખનો.[૯૯]**

---

કોઈ માણસ માત્ર બીજા પ્રકારના લખાણોનું અનુસરણ કરે તો સહેલાઈથી જોઈ શકાય છે કે તેમના શિક્ષણ અને કુર્આનના શિક્ષણમાં કોઈ ખાસ ફરક નથી. જો કે અનુવાદકો, લહિયાઓ અને સમજૂતી લખનારાઓના હસ્તક્ષેપના કારણે, અને કેટલીક જગ્યાએ મૌખિક રિવાયત કર્તાઓની ભૂલ થવાથી આ બીજા પ્રકારના લખાણો પણ પૂરેપુરી રીતે સુરક્ષિત રહ્યાં નથી. આમ છતાં, કોઈપણ માણસને એમ લાગ્યા વગર રહી શકે નહીં કે તેમની અંદર સ્પષ્ટપણે એ જ શુદ્ધ તૌહીદનો સંદેશ આપવામાં આવ્યો છે જેની તરફ કુર્આન બોલાવી રહ્યો છે, એ જ માન્યતાઓ રજૂ કરવામાં આવી છે જે કુર્આન રજૂ કરે છે અને એ જ જીવનપદ્ધતિની તરફ માર્ગદર્શન આપવામાં આવ્યું છે જેનું માર્ગદર્શન કુર્આન આપે છે. એટલા માટે હકીકત આ છે કે યહૂદીઓ અને ખ્રિસ્તીઓ જો એ શિક્ષણ ઉપર કાયમ રહ્યાં હોત જે આ પુસ્તકોમાં ખુદા અને પયગમ્બરો તરફથી નોંધાયેલો છે, તો ચોકકસપણે નબી સ.અ.વ.ના આગમન વખતે તેઓ એક સત્યવાદી અને સત્યમાર્ગી જૂથ તરીકે જોવા મળત અને તેમને કુર્આનની અંદર એ જ પ્રકાશ દેખાત જે આગળના પુસ્તકોમાં જોવામાં આવતો હતો. આવા સંજોગોમાં તેમના માટે નબી સ.અ.વ.નું અનુસરણ અપનાવવામાં ધર્મ પરિવર્તન કરવાનો કોઈ સવાલ જ પેદા ન થાત બલ્કે તેઓ એ જ રસ્તાના અનુસંધાનમાં, કે જેની ઉપર તેઓ પહેલાથી ચાલ્યા આવતા હતાં, આપના અનુયાયી બનીને આગળ ચાલી શકયાં હોત.

(૯૮) એટલે કે આ વાત સાંભળીને ઠંડા દિમાગથી વિચાર કરવા તેમજ હકીકતને સમજવાને બદલે તેઓ જિદ્દી બનીને વધુ ઉગ્ર વિરોધ કરવાનું શરૂ કરી દેશે.

(૯૯) જૂઓ સૂરઃ બકરહ, આયત-૬૨ અને નોંધ ક્રમાંક - ૮૦

لَقَدْ اَخَذْنَا مِيْثَاقَ بَنِيْٓ اِسْرَآءِيْلَ وَ اَرْسَلْنَآ اِلَيْهِمْ رُسُلًا ؕ
كُلَّمَا جَآءَهُمْ رَسُوْلٌۢ بِمَا لَا تَهْوٰٓى اَنْفُسُهُمْ ۙ فَرِيْقًا كَذَّبُوْا
وَ فَرِيْقًا يَّقْتُلُوْنَ ۗ ﴿٧٠﴾ وَ حَسِبُوْٓا اَلَّا تَكُوْنَ فِتْنَةٌ فَعَمُوْا وَ
صَمُّوْا ثُمَّ تَابَ اللّٰهُ عَلَيْهِمْ ثُمَّ عَمُوْا وَ صَمُّوْا كَثِيْرٌ مِّنْهُمْ ؕ
وَ اللّٰهُ بَصِيْرٌۢ بِمَا يَعْمَلُوْنَ ﴿٧١﴾ لَقَدْ كَفَرَ الَّذِيْنَ قَالُوْٓا اِنَّ
اللّٰهَ هُوَ الْمَسِيْحُ ابْنُ مَرْيَمَ ؕ وَ قَالَ الْمَسِيْحُ يٰبَنِيْٓ اِسْرَآءِيْلَ
اعْبُدُوا اللّٰهَ رَبِّيْ وَ رَبَّكُمْ ؕ اِنَّهٗ مَنْ يُّشْرِكْ بِاللّٰهِ فَقَدْ حَرَّمَ اللّٰهُ
عَلَيْهِ الْجَنَّةَ وَ مَاْوٰىهُ النَّارُ ؕ وَ مَا لِلظّٰلِمِيْنَ مِنْ اَنْصَارٍ ﴿٧٢﴾

અમે બનીઈસ્રાઈલ પાસેથી પાકો વાયદો લીધો અને તેમની તરફ ઘણાં પયગમ્બર મોકલ્યાં, પરંતુ જ્યારે પણ તેમની પાસે કોઈ પયગમ્બર તેમની મનની ઇચ્છાઓ વિરુદ્ધ કંઈ લઈને આવ્યો ત્યારે કોઈને તેમણે ખોટો ઠેરવ્યો અને કોઈની હત્યા કરી નાખી, અને પોતાની જાતે એમ માની લીધું કે કોઈ ફિત્નો ઉભો થશે નહીં, એટલા માટે તેઓ આંધળાં અને બહેરાં બની ગયાં. પછી અલ્લાહે તેમને માફી આપી ત્યારે તેમનામાંથી મોટાભાગના લોકો વધારે આંધળાં અને બહેરાં બનતા ગયાં. અલ્લાહ તેમની આ તમામ હરકતોને જોતો રહ્યો છે.

નિઃશંક કુફ્ર કર્યું એ લોકોએ જેમણે કહ્યું કે અલ્લાહ મસીહ ઈબ્નેમર્યમ જ છે. જો કે મસીહે કહ્યું હતું, 'હે બનીઈસ્રાઈલ ! અલ્લાહની બંદગી કરો જે મારો માલિક પણ છે અને તમારો માલિક પણ.' જેણે અલ્લાહની સાથે કોઈને ભાગીદાર ઠેરવ્યો તેના માટે અલ્લાહે જન્નત હરામ કરી દીધી અને તેનું ઠેકાણું જહન્નમ છે અને આવા જુલમીઓનો કોઈ મદદગાર નથી.

لَقَدْ كَفَرَ الَّذِيْنَ قَالُوْٓا اِنَّ اللّٰهَ ثَالِثُ ثَلٰثَةٍ ۘ وَمَا مِنْ اِلٰهٍ اِلَّآ
اِلٰهٌ وَّاحِدٌ ؕ وَاِنْ لَّمْ يَنْتَهُوْا عَمَّا يَقُوْلُوْنَ لَيَمَسَّنَّ الَّذِيْنَ كَفَرُوْا
مِنْهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿۷۳﴾ اَفَلَا يَتُوْبُوْنَ اِلَى اللّٰهِ وَيَسْتَغْفِرُوْنَهٗ ؕ
وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿۷۴﴾ مَا الْمَسِيْحُ ابْنُ مَرْيَمَ اِلَّا رَسُوْلٌ ۚ قَدْ
خَلَتْ مِنْ قَبْلِهِ الرُّسُلُ ؕ وَاُمُّهٗ صِدِّيْقَةٌ ؕ كَانَا يَاْكُلٰنِ الطَّعَامَ ؕ
اُنْظُرْ كَيْفَ نُبَيِّنُ لَهُمُ الْاٰيٰتِ ثُمَّ انْظُرْ اَنّٰى يُؤْفَكُوْنَ ﴿۷۵﴾

**નિઃશંક કુફ્ર કર્યું એ લોકોએ જેમણે કહ્યું કે અલ્લાહ ત્રણમાંનો એક છે, જો કે એક ખુદા સિવાય કોઈ ખુદા નથી. જો આ લોકો તેમની આવી વાતો કરવાનું નહીં છોડે તો તેમનામાંથી જેણે જેણે કુફ્ર કર્યું છે તેને પીડાકારી સજા આપવામાં આવશે. પછી શું આ લોકો અલ્લાહ સમક્ષ તૌબા નહીં કરે અને તેની પાસે માફી નહીં માગે? અલ્લાહ મોટો દરગુજર કરનાર અને દયાળુ છે.**

**મસીહ ઈબ્નેમર્યમ આ સિવાય કંઈ નહીં કે બસ એક પયગમ્બર હતો, તેની પહેલાં બીજાં પણ ઘણાં પયગમ્બરો થઈ ગયેલા હતાં, તેની માતા એક સત્યનિષ્ઠ સ્ત્રી હતી, અને તેઓ બન્ને ખોરાક ખાતા હતાં. જુઓ અમે કેવી રીતે તેમની સામે હકીકતની નિશાનીઓ સ્પષ્ટ કરીએ છીએ, પછી જુઓ આ કઈ તરફ ઊંધા જઈ રહ્યાં છે?'[૧૦૦]**

(૧૦૦) આ થોડાક શબ્દોમાં ખ્રિસ્તીઓની મસીહની ખુદાઈની માન્યતાનું એવા સ્પષ્ટ શબ્દોમાં ખંડન કરવામાં આવ્યું છે કે આનાથી વધારે સ્પષ્ટતા કરવી શકય નથી. મસીહ અ.સ. વિષે જો કોઈ એમ જાણવા માગતું હોય કે હકીકતમાં તેઓ શું હતાં તો આ નિશાનીઓ ઉપરથી કોઈપણ જાતની શંકા વિના જાણી શકે છે કે તેઓ ફકત મનુષ્ય હતાં. દેખીતું છે કે જે એક સ્ત્રીના પેટમાંથી જન્મ્યો, જેની વંશાવલિ પણ મોજૂદ છે, જે માનવીનું શરીર ધરાવતો હતો, જે એ તમામ બંધનોથી બંધાયેલો, તથા એ તમામ મર્યાદાઓથી મર્યાદિત, અને એ તમામ ગુણો ધરાવતો હતો જે મનુષ્ય માટે વિશિષ્ટ છે, જે ઊંઘતો હતો, ખાતો હતો, ઠંડી અને ગરમી અનુભવતો હતો, એટલે સુધી કે જેને શૈતાન મારફતે અજમાયશમાં નાખવામાં આવ્યો, તેના વિષે કયો સમજદાર માનવી એવી કલ્પના કરી શકે કે તે પોતે ખુદા છે અથવા ખુદાઈમાં ખુદાનો ભાગીદાર છે. પરંતુ આ માનવીની ગુમરાહીમાં પડવાનું એક વિચિત્ર ઉદાહરણ છે કે ખ્રિસ્તીઓ પોતે પોતાના પુસ્તકોમાં મસીહના જીવનને સ્પષ્ટપણે માનવીય જીવન તરીકે જુએ છે અને છતાં તેના ખુદાઈ ગુણો ધરાવનાર હોવાની બાબતમાં આગ્રહ સેવે છે. હકીકત આ છે

قُلْ اَتَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ مَا لَا يَمْلِكُ لَكُمْ ضَرًّا وَّ لَا
نَفْعًا ؕ وَاللّٰهُ هُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ﴿٧٦﴾ قُلْ يٰۤاَهْلَ الْكِتٰبِ لَا تَغْلُوْا
فِىْ دِيْنِكُمْ غَيْرَ الْحَقِّ وَلَا تَتَّبِعُوْۤا اَهْوَآءَ قَوْمٍ قَدْ ضَلُّوْا
مِنْ قَبْلُ وَاَضَلُّوْا كَثِيْرًا وَّضَلُّوْا عَنْ سَوَآءِ السَّبِيْلِ ﴿٧٧﴾ ع

રુકૂઅ ૧૦

**આમને કહો, શું તમે અલ્લાહને છોડીને તેની પૂજા કરો છો જે ન તો તમારા માટે નુકસાનનો અધિકાર ધરાવે છે ન તો નફાનો? જો કે સૌનું સાંભળનાર અને બધું જ જાણનાર તો અલ્લાહ જ છે. કહો "હે ગ્રંથવાળાઓ! તમારા દીનમાં નાહક અતિશયોકિત ન કરો અને એ લોકોની કલ્પનાઓનું અનુસરણ ન કરો જે તમારી પહેલાં પોતે ભટકી ગયાં અને ઘણાંને ભટકાવી દીધાં અને "સવાઅસ્સબીલ"થી ભટકી[૧૦૧] ગયાં." (રુકૂઅ-૧૦)**

કે આ લોકો એ ઐતિહાસિક મસીહમાં માનતાં જ નથી જે આ જગતમાં આવ્યો હતો, બલ્કે તેમણે પોતે પોતાના અનુમાનોના આધારે એક કાલ્પનિક મસીહની રચના કરીને તેને ખુદા બનાવી લીધો છે.

(૧૦૧) અહીં ઇશારો એ ભટકી ગયેલા લોકોની તરફ છે જેમની પાસેથી ખ્રિસ્તીઓએ ખોટી માન્યતાઓ અને ખોટા રીત-રિવાજો મેળવ્યાં, ખાસ કરીને ગ્રીસના ફિલસુફીઓની તરફ, જેમની વિચારસરણીથી પ્રભાવિત થઈને ખ્રિસ્તીઓ એ સીધા માર્ગેથી ચલિત થઈ ગયાં જેની તરફ શરૂઆતમાં તેમનું માર્ગદર્શન કરવામાં આવ્યું હતું. મસીહના આરંભના અનુયાયીઓ જે માન્યતાઓ ધરાવતા હતાં તે મોટાભાગે એ સચ્ચાઈને અનુરૂપ હતી જે તેમણે જાતે જોઈ હતી અને જેનું શિક્ષણ તેમના માર્ગદર્શક અને આગેવાને તેમને આપ્યું હતું. પરંતુ પાછળના ખ્રિસ્તીઓએ એક તરફ મસીહમાં શ્રદ્ધા અને આદરમાં અતિશયોક્તિ કરીને, અને બીજી તરફ પાડોશી કોમોની અંધશ્રદ્ધા અને ફિલસુફીઓથી પ્રભાવિત થઈને તેમની માન્યતાઓની અતિશયોક્તિથી ભરેલી ફિલસુફીથી ભરેલું અર્થઘટન કરવા માંડ્યું અને તદ્દન નવો જ ધર્મ ઘડી કાઢ્યો જેને મસીહના મૂળ શિક્ષણ સાથે દૂરનો પણ સંબંધ ન હતો. એનસાયકલોપીડિયા બ્રિટાનિકાની ૧૪ મી આવૃત્તિમાં "યસૂઅ મસીહ" (Jesus Christ) ના શીર્ષક હેઠળ તેણે વિગતવાર લેખ લખ્યો છે, તેમાં તે કહે છે કે :

"પહેલી ત્રણ ઇંજીલો (માથ્થી, માર્ક અને લૂક)માં એવી કોઈ વસ્તુ નથી જેના ઉપરથી એવું કલ્પી શકાય કે આ ઇંજીલોના લખનારાં યસૂઅને મનુષ્ય સિવાય બીજું કંઈ માનતા હતાં. તેમની નજરમાં તે એક મનુષ્ય હતો, એવો મનુષ્ય જે વિશેષરૂપે ખુદાની રૂહ પામ્યો હતો અને ખુદાની સાથે એક એવો અતૂટ સંબંધ ધરાવતો હતો જેના કારણે જો તેને ખુદાનો પુત્ર કહેવામાં આવે તો યોગ્ય છે. ખુદ માથ્થી તેનો ઉલ્લેખ સુથારના દીકરાના રૂપમાં કરે છે અને એક જગ્યાએ કહે છે કે પિત્રસે તેને "મસીહ" માની લીધા પછી "અલગ એક તરફ લઈ જઈને તેને ઠપકો

આપ્યો.'' (માથ્થી ૧૬, ૨૨). લૂકમાં આપણે જોઈએ છીએ કે શૂળીની ઘટના પછી યસૂઅના બે શિષ્યો અમાઉસ તરફ જતી વખતે તેનો ઉલ્લેખ આવી રીતે કરે છે કે, ''તે ખુદા અને તમામ કોમની નજીક કામ અને કલામ બંનેમાં સમર્થતા ધરાવતો નબી હતો.'' (લૂક : ૨૪, ૧૯). આ વાત વિશેષરૂપે ધ્યાન આપવા યોગ્ય છે કે ''માર્કના'' લેખન પહેલાં ખ્રિસ્તીઓમાં યસૂઅ માટે ''માલિક'' શબ્દ સામાન્ય રીતે વપરાતો થઈ ગયો હતો, પરંતુ ન તો માર્કની ઇંજીલમાં યસૂઅને કયાંય આ શબ્દ વડે યાદ કરવામાં આવ્યો છે ન તો માથ્થીની ઈંજીલમાં. આનાથી વિરૂદ્ધ, બન્ને પુસ્તકોમાં આ શબ્દ અલ્લાહ માટે અનેક વખત ઉપયોગમાં લેવામાં આવ્યો છે. યસૂઅની મુસીબતનો ઉલ્લેખ ત્રણેય ઇંજીલો પૂરા જોર સાથે કરે છે જે આ ઘટનાને છાજે છે, પરંતુ માર્કનું ''ફિદયા'' વાળું લખાણ (માર્ક ૧૦, ૪૫) તથા અંતિમ ફસહ ના પ્રસંગે થોડાંક શબ્દોને બાકાત રાખીને આ પુસ્તકોમાં કયાંય આ ઘટનાનો એવો અર્થ કરવામાં આવ્યો નથી જે પાછળથી કરવામાં આવ્યો છે. એટલે સુધી કે આ વસ્તુની તરફ હળવો ઇશારો સુદ્ધાં કરવામાં આવ્યો નથી કે યસૂઅના મૃત્યુનો મનુષ્યના ગુન્હા તથા તેના કફ્ફારા સાથે કોઈ સંબંધ હતો.''

આગળ જઈને તે ફરીથી લખે છે કે

''યસૂઅ પોતાને એક નબીની હેસિયતથી રજૂ કરતો હતો, આ વાત ઇંજીલોના અનેક લખાણો ઉપરથી વ્યકત થાય છે. દા.ત. આ કે ''મને આજે અને આવતી કાલે અને પરમદિવસે મારા માર્ગ ઉપર ચાલવું જરૂરી છે કેમ કે નબી જેરૂસલેમની બહાર માર્યો જાય તે શકય નથી.'' (લૂક : ૧૩, ૨૩). મોટાભાગે તે પોતાનો ઉલ્લેખ ''ઇબ્નેઆદમના'' નામે કરે છે...... યસૂઅ કયાંય પોતાને 'ઇબ્નુલ્લાહ' (અલ્લાહનો પુત્ર) કહેતો નથી. તેના બીજા સમકાલીન લોકો જયારે તેના વિષે આ શબ્દનો ઉપયોગ કરે છે ત્યારે તેનો અર્થ પણ લગભગ આ જ હોય છે કે તેઓ તેને ખુદા દ્વારા ''મસહ કરેલો'' સમજે છે. અલબત્ત, તે પોતાને એકમાત્ર ''પુત્ર'' શબ્દ વડે ઓળખાવે છે. ..... આ ઉપરાંત તે ખુદાની સાથે પોતાનો સંબંધ દર્શાવવા માટે પણ ''પિતા'' શબ્દ આ જ હેસિયતથી વાપરે છે..... આ સંબંધની બાબતમાં તે પોતાને એકલો માનતો ન હતો પરંતુ શરૂઆતના સમયમાં બીજા મનુષ્યોને પણ ખુદાની સાથે આ ગાઢ સંબંધમાં પોતાના સાથી માનતો હતો. અલબત્ત, પાછળના અનુભવો અને માનવ પ્રકૃતિના ઊંડા અભ્યાસે તેને એમ માનવા માટે મજબૂર કરી દીધો કે આ મામલામાં તે એકલો જ છે.''

ત્યારપછી આ જ લેખક લખે છે કે,

''પુન્તિકુસ્ત ઈદના પ્રસંગે પિત્રસના શબ્દો આ પ્રમાણે છે : ''એક મનુષ્ય જે ખુદાની તરફથી હતો, યસૂઅને એવી હેસિયતથી રજૂ કરે છે કે જેમાં તેના સમકાલીન લોકો તેને જાણતા અને માનતા હતાં....... ઇંજીલો ઉપરથી આપણને જણાય છે કે યસૂઅ બાળપણથી માંડીને યુવાની સુધી તદ્દન કુદરતી રીતે શારીરિક અને માનસિક તબક્કાઓમાંથી પસાર થયો. તેને ભૂખ અને તરસ લાગતી હતી, તે થાકતો હતો, અને સૂઈ જતો હતો. તેને આશ્ચર્ય પણ થતું હતું અને જાણકારીઓ મેળવવા માટે મોહતાજ હતો, તેણે દુઃખ ઝીલ્યાં અને મૃત્યુ પામ્યો. એટલું જ નહીં કે બધું સાંભળનાર અને બધું જોનાર હોવાનો

દાવો તેણે ન કર્યો બલ્કે તેનો સ્પષ્ટ શબ્દોમાં તેમનો ઇનકાર કર્યો છે. ... હકીકતમાં તેના હાજરાહજૂર હોવાનો જો દાવો કરવામાં આવે તો આ વાત એ સમગ્ર ખ્યાલની વિરૂદ્ધ હશે જે આપણને ઇંજીલોમાંથી મળે છે. બલ્કે આ દાવાની સાથે અજમાયશની ઘટનાને, ગિતસમ્ની અને ખોપડીના મુકામે જે ઘટનાઓ ઘટી તેમાંથી કોઈને પણ અનુરૂપ માની શકાય નહીં જયાં સુધી આ ઘટનાઓને સાવ અવાસ્તવિક ઠરાવી દેવામાં ન આવે, એમ માનવું પડશે કે મસીહ જયારે આ તમામ સ્થિતિઓમાંથી પસાર થયો ત્યારે તે માનવીય જ્ઞાનની સામાન્ય મર્યાદાઓ પોતાની અંદર ધરાવતો હતો, અને આ મર્યાદિત હોવામાં જો કોઈ અપવાદ હતો તો તે માત્ર એ હદ સુધી હતો કે જે હદ સુધી પયગમ્બર તરીકેના જ્ઞાન તથા ખુદાની ખાત્રીપૂર્વકની ગવાહીના કારણે હોઈ શકે છે. બીજું, મસીહને સર્વશક્તિશાળી સમજવાની ગુંજાશ તો ઇંજીલોમાં આના કરતાં પણ ઓછી છે. કયાંય આ વાતનો ઇશારો પણ જોવા મળતો નથી કે તે ખુદાથી બેપરવા બનીને આપખુદ રીતે કામ કરતો હતો. આનાથી ઊલટું, તે વારંવાર દુઆ માગવાની ટેવ દ્વારા તથા આ પ્રકારના શબ્દો વડે કે, ''આ વસ્તુ દુઆ સિવાય કોઈ બીજા સાધન વડે ટળી શકતી નથી'', એ વાતનો સ્પષ્ટ એકરાર કરે છે કે તેનું વ્યક્તિત્ત્વ સંપૂર્ણપણે ખુદા ઉપર આધારિત છે. હકીકતમાં આ વાત આ ઇંજીલોની ઐતિહાસિક હેસિયત દ્વારા પ્રમાણિત હોવાની એક મહત્ત્વની ગવાહી છે, જો કે તેનું લેખન અને સંપાદન એ સમય પહેલાં પૂર્ણ થયું ન હતું જયારે ખ્રિસ્તી ચર્ચે મસીહને ખુદા માનવાનું શરૂ કરી દીધું હતું. આમ છતાં આ દસ્તાવેજોમાં એક તરફ મસીહ માટે હકીકતમાં એક માનવી હોવાની ગવાહી સુરક્ષિત છે અને બીજી તરફ તેમની અંદર એવી કોઈ ગવાહી આ બાબત માટે નથી કે મસીહ પોતાની જાતને ખુદા માનતો હતો.''

આના પાછી આ લેખક લખે છે :

''એ સેંટ પોલ હતો જેણે જાહેર કર્યું કે ઉપર ઉઠાવી લેવાની ઘટના વખતે આ જ ઉપર ઉઠાવવાની ઘટના વડે યસૂઅ સંપૂર્ણ અધિકારોની સાથે ''ખુદાના પુત્ર''ના દરજ્જા ઉપર જાહેરમાં નીમવામાં આવ્યો. ........ આ ''ઇબ્નુલ્લાહ'' શબ્દ ચોકકસપણે વ્યક્તિગત રીતે પુત્ર હોવા માટે એક ઇશારો પોતાની અંદર ધરાવે છે જેને પોલે બીજી જગ્યાએ યસૂઅને ''ખુદાનો પોતાનો પુત્ર'' કહીને સ્પષ્ટ કરી દીધો છે. આ વાતનો ફેંસલો હવે કરી શકાય તેમ નથી કે તે શરૂઆતના ખ્રિસ્તીઓનું જૂથ હતું કે પોલ જેણે મસીહ માટે ''ખુદાવંદ'' (માલીક)નું સંબોધન મૂળ ધાર્મિક અર્થમાં કર્યો. કદાચ આ કામ આગળ ઉલ્લેખ કરેલા જૂથનું જ હોય. પરંતુ નિઃશંકપણે એ પોલ જ હતો જેણે આ સંબોધનને પૂરાઅર્થમાં બોલવાનું શરૂ કર્યું, પછી તેણે પોતાના આશયને આવી રીતે વધુ સ્પષ્ટ કરી દીધો કે ''ખુદાવંદ યસૂઅ મસીહ''ની તરફ એ ઘણી કલ્પનાઓ અને રૂઢિગત શબ્દો તબદીલ કરી દીધાં જે પ્રાચીન પવિત્ર ગ્રંથોમાં ''ખુદાવંદ યહૂવાહ'' (અલ્લાહતઆલા) માટે વિશિષ્ટ હતાં. આની સાથે જ તેણે મસીહને ખુદાનાં ડહાપણ અને ખુદાની મહાનતાને સમાન ઠરાવી દીધો અને તેને પૂર્ણ અર્થમાં ખુદાનો પુત્ર ઠરાવી દીધો. આમ છતાં, અનેક હેસિયતો અને પાસાઓથી મસીહને ખુદા સમાન કરી દેવા છતાં પોલ તેને પૂર્ણ રીતે અલ્લાહ કહેવાથી દૂર રહ્યો.''

એનસાઈકલોપીડિયા બ્રિટાનિકાના એક બીજા લેખ ''ખ્રિસ્તી ધર્મ'' (Christianity) માં રેવરન્ડ જ્યોર્જ વિલિયમ નોક્સ ખ્રિસ્તી ચર્ચની પાયાની માન્યતાઓ ઉપર ચર્ચા કરતાં લખે છે કે :

''ત્રિમૂર્તિની માન્યતાનું વૈચારિક માળખું ગ્રીસનું છે અને યહૂદી શિક્ષણને તેમાં ઢાળવામાં આવ્યું છે. આ દ્રષ્ટિએ આ આપણા માટે એક વિચિત્ર પ્રકારનું મિશ્રણ છે, ધાર્મિક વિચારો બાઈબલનાં અને ઢળેલાં એક અજાણી ફિલસુફીના રૂપોમાં.''

પિતા, પુત્ર અને પવિત્ર આત્માના રૂઢિગત શબ્દો યહૂદી સ્ત્રોતો ધ્વારા પૂરા પાડવામાં આવેલાં છે. છેલ્લો રૂઢિશબ્દ જો કે યસૂએ કોક કોક વખત જ વાપરેલો હતો, અને પોલે પણ જયારે તેનો ઉપયોગ કર્યો ત્યારે તેનો અર્થ તદ્દન અસ્પષ્ટ હતો, આમ છતાં યહૂદી સાહિત્યમાં આ શબ્દ એક વ્યક્તિત્ત્વ ધારણ કરવાની નજીક પહોંચી ચૂકયો હતો. આમ, આ માન્યતાનું દ્રવ્ય યહૂદી છે (જો કે આ મિશ્રણમાં સામેલ થતાં પહેલાં તે પણ ગ્રીકના પ્રભાવ હેઠળ આવી ચૂકયો હતો) અને મુદ્દો તદ્દન ગ્રીસનો. મૂળ પ્રશ્ન જેની ઉપર આ માન્યતા રચાઈ એ ન તો કોઈ નૈતિક પ્રશ્ન હતો, ન તો ધાર્મિક બલ્કે તે તદ્દન ફિલસુફીનો સવાલ હતો, એટલે કે આ ત્રણેય ભાગો (પિતા, પુત્ર અને પવિત્ર આત્મા) વચ્ચેના સંબંધની શું હકીકત છે? ચર્ચે આનો જે જવાબ આપ્યો તે એ માન્યતામાં નોંધાયેલો છે જે નેકિયા મુકામે યોજાયેલી કાઉન્સિલમાં નક્કી કરવામાં આવ્યો હતો, અને તેને જોવાથી સ્પષ્ટપણે જણાય છે કે તે તેના તમામ ગુણધર્મો પ્રમાણે દ્રષ્ટિએ બિલકુલ ગ્રીક વિચારસરણીનો નમૂનો છે.

આના જ અનુસંધાનમાં એનસાઈકલોપીડિયા બ્રિટાનિકામાં એક બીજો લેખ ''ચર્ચનો ઈતિહાસ'' (Church History) પણ જોવાલાયક છે :

''ઈ.સ. ૩ ના અંત પહેલાં મસીહને સામાન્ય રીતે ''કલામ''(WORD)નો શારીરિક રૂપ તો માની લેવામાં આવ્યો હતો, તેમ છતાં ઘણાં ખ્રિસ્તીઓ એવા હતાં કે જે મસીહના ખુદા હોવાને માનતા ન હતાં. ૪ થી સદીમાં આ પ્રશ્ન અંગે ભારે ચર્ચાઓ ચાલી રહી હતી જેનાથી ચર્ચના પાયા હચમચી ગયા હતાં. છેવટે ઈ.સ. ૩૨૫ માં નેકિયાની કાઉન્સિલે મસીહના ખુદા હોવાને વિધિસર સરકારી રીતે મૂળભૂત ખ્રિસ્તી માન્યતા ઠરાવી અને ખાસ શબ્દોમાં તેનું લખાણ કર્યું. જો કે આના પછી પણ ઘણાં વખત સુધી ઝઘડો ચાલુ રહ્યો પરંતુ છેવટે વિજય નેકિયાના જ ફેંસલાનો થયો જેને પૂર્વ અને પશ્ચિમમાં એ હેસિયતથી સ્વીકારી લેવામાં આવ્યો કે સાચી માન્યતા ધરાવતા ખ્રિસ્તીઓનો ઈમાન આની ઉપર હોવો જોઈએ. પુત્રની ખુદાઈની સાથે આત્માની ખુદાઈને પણ સ્વીકારી લેવામાં આવી અને તેને ઇસ્તિબાગનો કલમો અને પ્રચલિત પ્રતીકોમાં પિતા અને પુત્રની સાથે સ્થાન આપવામાં આવ્યું. આવી રીતે નેકિયામાં મસીહની કલ્પના કાયમ કરવામાં આવી તેનું પરિણામ આ આવ્યું કે ત્રિમૂર્તિની માન્યતા મૂળ ખ્રિસ્તી ધર્મનો એક અતૂટ અંગ બની ગઈ.

બીજું, ''પુત્રની ખુદાઈએ મસીહના રૂપમાં શારીરિક રૂપ ધારણ કર્યું હતું,'' આ દાવાના કારણે એક બીજો પ્રશ્ન એ ઊભો થયો, જેની ઉપર ચોથી સદીમાં, અને ત્યારપછી પણ ઘણાં સમય સુધી ચર્ચાઓ

અને વિવાદોનો સિલસિલો ચાલુ રહ્યો. પ્રશ્ન એ હતો કે મસીહના વ્યક્તિત્ત્વમાં ખુદાઈ અને માનવીયપણા વચ્ચે શો સંબંધ છે ? ઈ.સ. ૪૫૧ માં કોલસીડનની કાઉન્સિલે આનો ખુલાસો કર્યો કે મસીહના વ્યક્તિત્ત્વમાં બે પૂર્ણ પ્રકૃતિઓ ભેગી થયેલી છે, એક ખુદાઈ પ્રકૃતિ અને બીજી માનવીય પ્રકૃતિ, અને બંને એક થઈ ગયા પછી પણ પોતપોતાના અલગ ગુણો કોઈપણ ફેરફાર વિના જાળવી રહી છે ત્રીજી કાઉન્સિલમાં, કે જે ઈ.સ. ૬૮૦ માં કોન્સટન્ટીનોપલ મુકામે ભરાઈ હતી તેમાં બીજો એટલો ઉમેરો કરી દેવામાં આવ્યો કે બન્ને પ્રકૃતિઓ પોતપોતાની અલગ ઈચ્છાઓ પણ ધરાવે છે, એટલે કે મસીહ એકી સાથે બે અલગ અલગ ઈચ્છાઓ ધારણ કરે છે..... આ જ અરસામાં પશ્ચિમના ચર્ચે ગુન્હા અને કૃપાના સવાલ ઉપર પણ વિશેષ ધ્યાન આપ્યું અને આ સવાલ ઘણાં સમય સુધી ચર્ચામાં રહ્યો કે મોક્ષ એટલે કે નજાતની બાબતમાં ખુદાનું કામ શું છે અને માનવીનું કામ શું છે. છેવટે ઈ.સ. ૫૨૯ માં ઓરેન્જની બીજી કાઉન્સિલમાં આ પ્રમાણેની વિચારસરણી અપનાવવામાં આવી કે માનવીના નીચે ઊતરવાના કારણે દરેક મનુષ્ય એવી સ્થિતિમાં મૂકાયેલો છે કે તે મોક્ષની તરફ કોઈ પગલું આગળ વધારી શકતો નથી જયાં સુધી તે ખુદાઈ કૃપા વડે કે જે ઇસ્તિબાગમાં આપવામાં આવે છે, નવજીવન પ્રાપ્ત ન કરી લે. અને આ નવજીવન શરૂ કર્યા પછી પણ તેને સારી હાલતમાં કાયમીપણું મળી શકતું નથી જયાં સુધી તે ખુદાઈ કૃપા હંમેશ માટે તેની મદદગાર ન રહે. અને ખુદાઈ કૃપાની આ કાયમી મદદ તેને માત્ર કેથલિક ચર્ચ મારફતે જ પ્રાપ્ત થઈ શકે છે.''

ખ્રિસ્તી વિદ્વાનોના આ નિવેદનો ઉપરથી આ વાત બિલકુલ સ્પષ્ટ થઈ જાય છે કે આરંભમાં જે વસ્તુએ ખ્રિસ્તીઓને ભટકાવી દીધાં તે શ્રદ્ધા અને પ્રેમનો અતિરેક હતો. આ જ અતિરેકના કારણે મસીહ અ.સ. માટે ખુદાવંદ (માલિક) અને ''અલ્લાહનો પુત્ર''ના શબ્દો વાપરવામાં આવ્યાં, ખુદાઈ ગુણો એમની સાથે જોડવામાં આવ્યાં, અને કફ્ફારાની માન્યતા ઉપજાવી કાઢવામાં આવી, જો કે મસીહ અ.સ.ના શિક્ષણમાં આ વાતો માટે કોઈપણ ગુંજાશ ન હતી. પછી જયારે ખ્રિસ્તીઓને ફિલસુફીની હવા લાગી ત્યારે આ લોકો આ શરૂઆતની ગુમરાહીને સમજીને તેનાથી બચવાનો પ્રયાસ કરત તેના બદલે તેમણે પોતાના પૂર્વજોની ભૂલો નિભાવવા માટે કારણો શોધવા શરૂ કરી દીધાં તથા મસીહના મૂળભૂત શિક્ષણની તરફ વળ્યા વિના માત્ર તર્ક અને ફિલસુફીની મદદથી માન્યતા ઉપર માન્યતા ઉપજાવતાં ગયાં. આ જ એ ગુમરાહી છે જેના માટે કુર્આને આ આયતોમાં ખ્રિસ્તીઓને ચેતવ્યાં છે.

لُعِنَ الَّذِيْنَ كَفَرُوْا مِنْۢ بَنِيْٓ اِسْرَآءِيْلَ عَلٰى لِسَانِ دَاوٗدَ وَ
عِيْسَى ابْنِ مَرْيَمَ ؕ ذٰلِكَ بِمَا عَصَوْا وَّ كَانُوْا يَعْتَدُوْنَ ﴿٧٨﴾ كَانُوْا
لَا يَتَنَاهَوْنَ عَنْ مُّنْكَرٍ فَعَلُوْهُ ؕ لَبِئْسَ مَا كَانُوْا يَفْعَلُوْنَ ﴿٧٩﴾
تَرٰى كَثِيْرًا مِّنْهُمْ يَتَوَلَّوْنَ الَّذِيْنَ كَفَرُوْا ؕ لَبِئْسَ مَا قَدَّمَتْ لَهُمْ
اَنْفُسُهُمْ اَنْ سَخِطَ اللّٰهُ عَلَيْهِمْ وَ فِي الْعَذَابِ هُمْ خٰلِدُوْنَ ﴿٨٠﴾ وَ لَوْ
كَانُوْا يُؤْمِنُوْنَ بِاللّٰهِ وَ النَّبِيِّ وَ مَآ اُنْزِلَ اِلَيْهِ مَا اتَّخَذُوْهُمْ اَوْلِيَآءَ

**બનીઇસ્રાઈલમાંથી જે લોકોએ કુફ્રનો માર્ગ અપનાવ્યો તેમની ઉપર દાઊદ અને ઈસા ઈબ્નેમર્યમના મુખેથી ફિટકાર કરવામાં આવી કારણ કે તેઓ વિદ્રોહી થઈ ગયા હતાં અને હદથી આગળ વધી જતા હતાં, તેમણે એકબીજાને બૂરાં કામોના આચરણથી રોકવાનું છોડી દીધું હતું,[૧૦૨] ખૂબ ખરાબ હતી તેમની કાર્યપદ્ધતિ જે તેમણે અપનાવી હતી. આજે તમે તેમની અંદર પુષ્કળ પ્રમાણમાં એવા લોકોને જુઓ છો જે (ઈમાનવાળાઓની સામે) કાફિરોની હિમાયત અને દોસ્તી કરે છે. નિઃશંક ઘણું ખરાબ પરિણામ છે જેની તૈયારી તેમણે જાતે તેમના માટે કરી છે, અલ્લાહ તેમની ઉપર કોપાયમાન થઈ ગયો છે અને તેઓ કાયમી સજામાં પડવાના છે. જો હકીકતમાં આ લોકો અલ્લાહ અને પયગમ્બર અને એ વસ્તુના માનનારાં હોત જે પયગમ્બર ઉપર ઊતરી હતી તો કદાપિ (ઈમાનવાળાઓની સામે) કાફિરોને તેમના મિત્ર બનાવત નહીં.[૧૦૩]**

---

(૧૦૨) દરેક કોમમાં બગાડની શરૂઆત થોડીક વ્યક્તિઓથી થાય છે. જો કોમનો સામાજિક અંતરાત્મા જીવંત હોય તો જનમત આ બગડેલા લોકોને દબાવીને રાખે છે અને કોમ પૂરી રીતે બગડતી નથી. પરંતુ જો કોમ આ વ્યક્તિઓના મામલામાં ઢીલ દાખવે અને ખોટું કરનારાઓને ઠપકો આપવાને બદલે તેમને સમાજમાં દુષ્કર્મો કરવા માટે છૂટાં મૂકી દે ત્યારે ધીમે ધીમે એ બગાડ, કે જે પહેલાં અમુક વ્યક્તિઓ સુધી મર્યાદિત હતો, તે સમગ્ર કોમમાં ફેલાઈને રહે છે. આ જ વસ્તુ હતી જે છેવટે બનીઇસ્રાઈલના બગાડનું કારણ બની.

હઝરત દાઊદ અ.સ. અને હઝરત ઈસા અ.સ.ના મોઢેથી જે ધિક્કાર-વચનો બનીઇસ્રાઈલ માટે બોલવામાં આવ્યાં તે માટે જુઓ, ઝબૂરઃ ૧૦ અને ૫૦ તથા માથ્થી ૨૩.

(૧૦૩) આનો અર્થ આ છે કે જે લોકો ખુદા અને નબી તેમજ ગ્રંથમાં માનનારાં હોય છે તેમને સ્વભાવિક રીતે, મુશ્રિક લોકોની સરખામણીમાં એ લોકોની સાથે વધારે હમદર્દી હોય છે જે ધર્મની બાબતમાં

وَلٰكِنَّ كَثِيْرًا مِّنْهُمْ فٰسِقُوْنَ ﴿٨١﴾ لَتَجِدَنَّ اَشَدَّ النَّاسِ عَدَاوَةً
لِّلَّذِيْنَ اٰمَنُوا الْيَهُوْدَ وَالَّذِيْنَ اَشْرَكُوْا ۚ وَلَتَجِدَنَّ اَقْرَبَهُمْ
مَّوَدَّةً لِّلَّذِيْنَ اٰمَنُوا الَّذِيْنَ قَالُوْٓا اِنَّا نَصٰرٰى ؕ ذٰلِكَ
بِاَنَّ مِنْهُمْ قِسِّيْسِيْنَ وَرُهْبَانًا وَّاَنَّهُمْ لَا يَسْتَكْبِرُوْنَ ﴿٨٢﴾

**وَاِذَا سَمِعُوْا مَآ اُنْزِلَ اِلَى الرَّسُوْلِ تَرٰٓى اَعْيُنَهُمْ**

تَفِيْضُ مِنَ الدَّمْعِ مِمَّا عَرَفُوْا مِنَ الْحَقِّ ۚ يَقُوْلُوْنَ رَبَّنَآ اٰمَنَّا
فَاكْتُبْنَا مَعَ الشّٰهِدِيْنَ ﴿٨٣﴾ وَمَا لَنَا لَا نُؤْمِنُ بِاللّٰهِ وَمَا جَآءَنَا

**પરંતુ તેમનામાંથી મોટાભાગના લોકો તો અલ્લાહના આજ્ઞાપાલનમાંથી નીકળી ગયેલાં છે.**

**તમે ઈમાનવાળાઓની અદાવતમાં સૌથી વધારે કટ્ટર યહૂદીઓ અને મુશ્રિકોને જોશો, અને ઈમાન લાવનારાઓ માટે મિત્રતામાં વધુ નજીક એ લોકોને જોશો જેમણે કહ્યું હતું કે, અમે નસારા છીએ. આ એ કારણે કે તેમની અંદર તપસ્વી વિદ્વાનો અને સંન્યાસીઓ જોવા મળે છે અને તેમની અંદર અહંકાર નથી. જ્યારે તેઓ આ કલામને સાંભળે છે જે પયગમ્બર ઉપર ઊતર્યું છે ત્યારે તમે જુઓ છો કે સત્યની ઓળખની અસરથી તેમની આંખો અશ્રુભીની થઈ જાય છે. તેઓ બોલી ઊઠે છે કે ‘‘પાલનહાર ! અમે ઈમાન લાવ્યાં, અમારાં નામ સાક્ષી આપનારાઓમાં લખી લે’’. અને તેઓ કહે છે કે ‘‘શા માટે અમે અલ્લાહ ઉપર ઈમાન ન લાવીએ અને જે સત્ય અમારી પાસે આવ્યું છે તેને શા માટે ન**

ભલે તેમની સાથે મતભેદ ધરાવતાં હોય પરંતુ આખરે તેમની જેમ જ ખુદા અને વહીના સિલસિલા તથા પયગમ્બરીમાં માનતાં હોય. પરંતુ આ યહૂદી વિચિત્ર પ્રકારના ગ્રંથવાળાં છે કે તૌહીદ અને શિર્કની લડાઈમાં ખુલ્લી રીતે મુશ્રિકોનો સાથ આપી રહ્યાં છે, નબૂવ્વતના એકરાર તથા નબૂવ્વતના ઇનકારની લડાઈમાં જાહેરમાં તેમની હમદર્દીઓ નબુવ્વતનો ઈનકાર કરનારાઓની સાથે છે, અને આમ છતાં તેઓ કોઈ પણ જાતની લાજ-શરમ વિના એવો દાવો કરે છે કે અમે ખુદા અને તેના પયગમ્બરો અને ગ્રંથોના માનનારાં છીએ.

مِنَ الْحَقِّ ۙ وَ نَطْمَعُ اَنْ یُّدْخِلَنَا رَبُّنَا مَعَ الْقَوْمِ الصّٰلِحِیْنَ ﴿۸۴﴾

فَاَثَابَهُمُ اللّٰهُ بِمَا قَالُوْا جَنّٰتٍ تَجْرِیْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ

خٰلِدِیْنَ فِیْهَا ؕ وَ ذٰلِكَ جَزَآءُ الْمُحْسِنِیْنَ ﴿۸۵﴾ وَ الَّذِیْنَ

كَفَرُوْا وَ كَذَّبُوْا بِاٰیٰتِنَاۤ اُولٰٓئِكَ اَصْحٰبُ الْجَحِیْمِ ﴿۸۶﴾ ع




یٰۤاَیُّهَا الَّذِیْنَ اٰمَنُوْا لَا تُحَرِّمُوْا طَیِّبٰتِ مَاۤ اَحَلَّ اللّٰهُ لَكُمْ وَ

**માની લઈએ કે જ્યારે અમે આની ઈચ્છા ધરાવીએ છીએ કે અમારો માલિક અમને સદાચારી લોકોમાં સામેલ કરે?'' તેમની આ વાત માટે અલ્લાહે તેમને એવી જન્નતો એનાયત કરી જેની નીચે નદીઓ વહે છે અને તેઓ તેમાં હંમેશાં રહેશે. આ બદલો છે નેક વલણ અપનાવનારાઓ માટે. હવે એ લોકો કે જેમણે અમારી આયતોને માનવાનો ઈનકાર કરી દીધો અને તેમને ખોટી ઠેરવી, તો તેઓ જહન્નમને પાત્ર છે. (રુકૂઅ-૧૧)**

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, જે પાક વસ્તુઓ અલ્લાહે તમારા માટે હલાલ કરી છે તેમને હરામ ન બનાવી લો[૧૦૪] અને**

(૧૦૪) આ આયતમાં બે વાતો કહેવામાં આવી છે. એક આ કે, પોતે જ હલાલ અને હરામના મુખત્યાર ન બની જાઓ. હલાલ એ જ છે જે અલ્લાહે હલાલ કર્યું અને હરામ એ જ છે જે અલ્લાહે હરામ કર્યું. તમારી સત્તાથી કોઈ હલાલને હરામ કરશો તો ખુદાઈ કાનૂનને બદલે તમારા મનના કાનૂનના અનુયાયી ઠરશો. બીજી વાત આ કે, ખ્રિસ્તી સંન્યાસીઓ, હિંદૂ જોગીઓ, બૌદ્ધ ભિક્ષુકો અને પૂર્વના સૂફીઓની જેમ સંન્યાસ તથા સુખોના ત્યાગની પદ્ધતિ ન અપનાવો. ધાર્મિક માનસ ધરાવતા નેક સ્વભાવના લોકોમાં હંમેશથી આવું વલણ જોવામાં આવ્યું છે કે મન અને શરીરના હક્કો અદા કરવાને તેઓ આધ્યાત્મિક પ્રગતિમાં બાધક માને છે અને એવું અનુમાન કરે છે કે પોતાની જાતને કષ્ટ આપવું, પોતાના મનને સાંસારિક લિજ્જતોથી દૂર રાખવું અને દુનિયાના સુખ-સાધનો સાથેનો સંબંધ કાપી નાખવો, એ જાતે જ એક નેકી છે અને આના વિના ખુદાની નિકટતા પ્રાપ્ત થઈ શકે નહીં. સહાબીઓમાં પણ કેટલાક એવા લોકો હતાં જેમની અંદર આ પ્રકારનું માનસ જોવા મળતું હતું. એટલા માટે એક વખત નબી સ.અ.વ.ને જયારે ખબર પડી કે કેટલાક સહાબીઓએ પ્રતિજ્ઞા લીધી છે કે હંમેશ માટે દિવસનો રોઝો રાખશે અને રાત્રે પથારી ઉપર નહીં સૂએ બલ્કે જાગતાં રહીને ઈબાદત કરતાં રહેશે, માંસ અને ચરબીનો ઉપયોગ નહીં કરે, સ્ત્રીઓ સાથે સંબંધ નહીં રાખે, ત્યારે નબી સ.અ.વ.એ એક પ્રવચન આપ્યું અને તેમાં કહ્યું કે, ''મને આવી વાતોનો હુકમ આપવામાં આવ્યો નથી. તમારી જાતના પણ તમારી ઉપર

لَا تَعْتَدُوْا ۭ اِنَّ اللّٰهَ لَا يُحِبُّ الْمُعْتَدِيْنَ ﴿٨٧﴾ وَ كُلُوْا مِمَّا رَزَقَكُمُ
اللّٰهُ حَلٰلًا طَيِّبًا ۠ وَّ اتَّقُوا اللّٰهَ الَّذِيْٓ اَنْتُمْ بِهٖ مُؤْمِنُوْنَ ﴿٨٨﴾
لَا يُؤَاخِذُكُمُ اللّٰهُ بِاللَّغْوِ فِيْٓ اَيْمَانِكُمْ وَلٰكِنْ يُّؤَاخِذُكُمْ

**હદ ઓળંગો નહીં,[૧૦૫] અલ્લાહને હદથી આગળ વધી જનારા લોકો ભારે અપ્રિય છે. જે કંઈ હલાલ અને પાક રોજી અલ્લાહે તમને આપી છે તેને ખાઓ-પીઓ અને એ ખુદાની નાફરમાનીથી બચતાં રહો જેની ઉપર તમે ઈમાન લાવ્યાં છો.**

**તમે લોકો ઈરાદા વિના જે સોગંદો ખાઈ લો છો તેના માટે અલ્લાહ પકડ કરતો નથી, પરંતુ જે સોગંદો તમે ઈરાદાપૂર્વક ખાઓ છો**

હક્કો છે. રોઝો પણ રાખો અને ખાઓ-પીઓ પણ. રાત્રે નમાઝમાં ઊભા પણ રહો અને સૂઈ પણ જાઓ. મને જુઓ, હું સૂઈ પણ જાઉં છું અને નમાઝ પણ પઢું છું, રોઝા પણ રાખું છું અને નથી પણ રાખતો, માંસ પણ ખાઉં છું અને ઘી પણ. પછી જે મારી રીતને પસંદ નથી કરતો તે મારામાંથી નથી.'' પછી કહ્યું, ''આ લોકોને શું થઈ ગયું છે કે તેમણે સ્ત્રીઓ અને સારૂં ભોજન, સુગંધ, ઊંઘ અને દુનિયાની લિજ્જતોને પોતાના માટે હરામ ઠરાવી લીધાં છે ? મેં તો તમને આવું શિક્ષણ નથી આપ્યું કે તમે સંન્યાસી અને પાદરી બની જાઓ. મારા દીનમાં ન તો સ્ત્રી અને માંસનો ત્યાગ છે, ન તો ખૂણો પકડી લેવો અને એકાંતવાસ છે. મનને અંકુશમાં રાખવા માટે મારે ત્યાં રોઝો છે, સંન્યાસના તમામ ફાયદા અહીં જિહાદ વડે પ્રાપ્ત થાય છે. અલ્લાહની બંદગી કરો, તેની સાથે કોઈને ભાગીદાર ન બનાવો, હજ્જ અને ઉમરહ કરો, નમાઝની સ્થાપના કરો, ઝકાત આપો અને રમઝાનના રોઝા રાખો. તમારી પહેલાં જે લોકો નાશ પામ્યાં તેઓ એટલા માટે નાશ પામ્યાં કે તેમણે પોતાના ઉપર સખ્તાઈ કરી, અને જયારે તેમણે પોતે પોતાના ઉપર સખ્તાઈ કરી ત્યારે અલ્લાહે પણ તેમની ઉપર સખ્તાઈ કરી. આ એ જ લોકોમાંથી બચેલાં લોકો છે જે તમને ઉપાસનાગૃહો અને સંન્યાસઆશ્રમોમાં દેખાય છે.'' આ ના જ વિષેની કેટલીક રિવાયતો ઉપરથી એટલે સુધી જાણવા મળે છે કે, એક સહાબી વિષે નબી સ.અ.વ.એ સાંભળ્યું કે તે ઘણાં સમયથી પોતાની પત્નીની પાસે ગયાં નથી અને રાત-દિવસ ઈબાદતમાં વ્યસ્ત રહે છે ત્યારે આપે બોલાવીને તેમને હુકમ આપ્યો કે, ''અત્યારે તમારી પત્ની પાસે જાઓ.'' તેમણે કહ્યું કે, ''મેં તો રોઝો રાખેલો છે,'' તો આપે કહ્યું, ''રોઝો તોડી નાખો અને જાઓ.'' પછી હઝરત ઉમર રદી.ના જમાનામાં એક મહિલાએ ફરિયાદ કરી કે ''મારા પતિ આખો દિવસ રોઝો રાખે છે અને આખી રાત ઈબાદત કરે છે અને મારી સાથે કોઈ સંબંધ રાખતાં નથી.'' હઝરત ઉમર રદી.એ પ્રખ્યાત તાબઈ બુઝુર્ગ, કઅબ બિન સૌર અલઅઝદી રદિ.ને તેમના કેસની સુનાવણી માટે નીમ્યાં અને તેમણે ફેંસલો આપ્યો કે, એ મહિલાના પતિને ત્રણ રાતો માટે અધિકાર છે કે ચાહે તેટલી ઈબાદત કરે પરંતુ ચોથી રાત્રે ચોકકસપણે એમની પત્નીનો અધિકાર છે.''

(૧૦૫) ''હદથી આગળ વધી જવું'' વિશાળ અર્થ ધરાવે છે. હલાલને હરામ કરવું અને ખુદાએ

بِمَا عَقَّدْتُّمُ الْاَيْمَانَ ۚ فَكَفَّارَتُهٗۤ اِطْعَامُ عَشَرَةِ مَسٰكِيْنَ
مِنْ اَوْسَطِ مَا تُطْعِمُوْنَ اَهْلِيْكُمْ اَوْ كِسْوَتُهُمْ اَوْ تَحْرِيْرُ
رَقَبَةٍ ؕ فَمَنْ لَّمْ يَجِدْ فَصِيَامُ ثَلٰثَةِ اَيَّامٍ ؕ ذٰلِكَ
كَفَّارَةُ اَيْمَانِكُمْ اِذَا حَلَفْتُمْ ؕ وَاحْفَظُوْۤا اَيْمَانَكُمْ ؕ
كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ لَكُمْ اٰيٰتِهٖ لَعَلَّكُمْ تَشْكُرُوْنَ ﴿٨٩﴾

**તેમના માટે તે તમને જરૂર પૂછશે. (આવી સોગંદ તોડવા માટેનો) કફ્ફારો આ છે કે દસ ગરીબોને એ સરેરાશ કક્ષાનું ભોજન કરાવો જેવું તમે તમારા બાલબચ્ચાંને ખવડાવો છો, અથવા તેમને કપડાં પહેરાવો, અથવા એક ગુલામને મુક્ત કરો, અને જે આની શકિત ધરાવતો ન હોય તે ત્રણ દિવસના રોઝા રાખે. આ તમારી સોગંદોનો કફ્ફારો છે કે જ્યારે તમે સોગંદ ખાઈને તોડી નાખો.[૧૦૬] તમારી સોગંદોનું રક્ષણ કરો.[૧૦૭] આવી રીતે અલ્લાહ તેના હુકમો તમારા માટે સ્પષ્ટ કરે છે કદાચ તમે આભાર વ્યકત કરો.**

ઠરાવેલી પાક વસ્તુઓથી એવી રીતે દૂર રહેવું કે જાણે તે નાપાક છે, આ પોતે જ એક અતિરેક છે. બીજું, પાક વસ્તુઓનો ઉપયોગ કરવામાં વધુ પડતો ઉપભોગ પણ અતિરેક છે. ત્રીજું, હલાલની સીમાની બહાર પગ મૂકીને હરામની સીમાઓમાં દાખલ થવું પણ અતિરેક છે. અલ્લાહને આ ત્રણેય વસ્તુઓ પસંદ નથી.

(૧૦૬) કેમકે અમુક લોકોએ હલાલ વસ્તુઓને તેમની ઉપર હરામ બનાવી લેવા માટે સોગંદ લીધેલા હતાં તેથી અલ્લાહતઆલાએ આની જ સાથે સોગંદનો હુકમ પણ જણાવી દીધો કે જો કોઈ માણસના મોઢેથી ઈરાદા વિના સોગંદનો શબ્દ નીકળી ગયો હોય તો તેનું પાલન કરવાની આમ પણ કોઈ જરૂર નથી કેમ કે આવી સોગંદ માટે કોઈ સવાલ કરવામાં આવવાનો નથી, અને જો જાણી જોઈને કોઈએ સોગંદ ખાધાં હોય તો તે તેને તોડી નાખે અને કફ્ફારો અદા કરી દે કેમ કે જેણે કોઈ ગુન્હાની સોગંદ ખાધી હોય તેણે તેની સોગંદ ઉપર કાયમ રહેવું જોઈએ નહીં. જૂઓ, સૂરઃ બકરહ, નોંધ ક્રમાંક - ૨૪૩ અને ૨૪૪. આ ઉપરાંત, કફ્ફારાની સમજૂતી માટે જૂઓ, સૂરઃ નિસા, નોંધ ક્રમાંક - ૧૪૫.

(૧૦૭) સોગંદના રક્ષણના ઘણાં અર્થ છે. એક આ કે, સોગંદનો ઉપયોગ સારા કામ માટે કરવામાં આવે, નકામી વાતો અને ગુન્હાની વાતોમાં તેનો ઉપયોગ કરવામાં ન આવે. બીજો આ કે, જયારે કોઈ વાત માટે માણસ સોગંદ ખાય ત્યારે તેને યાદ રાખે, એવું ન થાય કે ગફલતના કારણે તેને ભૂલી જાય અને પછી તેનો ભંગ કરે. ત્રીજું આ કે, જયારે કોઈ સાચી બાબતમાં ઈરાદાપૂર્વક સોગંદ ખાવામાં આવે તો તેને પૂરી કરવી જોઈએ અને

يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِنَّمَا الْخَمْرُ وَالْمَيْسِرُ وَالْاَنْصَابُ وَالْاَزْلَامُ رِجْسٌ مِّنْ عَمَلِ الشَّيْطٰنِ فَاجْتَنِبُوْهُ لَعَلَّكُمْ تُفْلِحُوْنَ ﴿٩٠﴾

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, આ શરાબ અને જુગાર, આ સ્થાનકો અને પાસાં,[૧૦૮] આ તમામ ગંદા શૈતાની કામ છે, તેમનાથી દૂર રહો, આશા છે કે તમને સફળતા પ્રાપ્ત[૧૦૯] થશે.**

જો તેનો ભંગ થઈ જાય તો તેનો કફ્ફારો અદા કરવો જોઈએ.

(૧૦૮) સ્થાનકો અને પાસાંની સમજૂતી માટે જૂઓ સૂરઃ માઈદહ, નોંધ ક્રમાંક - ૧૨ અને ૧૪. આ જ અનુસંધાનમાં જુગારની સમજૂતી પણ નોંધ ક્રમાંક - ૧૪ માં મળી જશે. જો કે પાસાં તેની હેસિયતની દ્રષ્ટિએ જુગારનો એક પ્રકાર જ છે. પરંતુ આ બન્ને વચ્ચે આટલો તફાવત છે કે અરબી ભાષામાં અઝલામ જયોતિષવિદ્યા તથા પાસા ફેંકવાના એ સ્વરૂપને કહે છે જે શિર્કયુકત માન્યતાઓ અને અંધશ્રદ્ધા ધરાવતો હોય. અને મૈસિર એ રમતો અને કામોને લાગુ પડે છે જેમાં આકસ્મિક ઘટનાઓને કમાણી અને કિસ્મત અજમાવવા તેમજ માલ અને વસ્તુઓની વહેચંણીનું માધ્યમ બનાવવામાં આવે છે.

(૧૦૯) આ આયતમાં ચાર વસ્તુઓને સંપૂર્ણપણે હરામ ઠરાવવામાં આવી છેઃ એક, દારૂ (શરાબ), બીજું, જુગાર, ત્રીજું, એ સ્થળો જે ખુદા સિવાય બીજા કોઈની પૂજા કરવા માટે અથવા ખુદા સિવાય બીજા કોઈના નામ ઉપર બલિ ચઢાવવા માટે અને ભેટ-સોગાદો ધરવા માટે વિશિષ્ટ કરવામાં આવ્યાં હોય, અને ચોથું, પાસાં ફેંકવાં. છેલ્લી ત્રણ વસ્તુઓની જરૂરી સમજૂતી આગળ આવી ગઈ છે. દારૂ વિષેના હુકમોની વિગતો નીચે પ્રમાણે છે :

દારૂના નિષેધની બાબતમાં આ પહેલાં બે હુકમ આવી ગયેલાં છે જે સૂરઃ બકરહની આયત ૨૧૯ અને સૂરઃ નિસાની આયત ૪૩ માં છે. હવે આ છેલ્લો હુકમ આવ્યા પહેલાં નબી સ.અ.વ.એ એક પ્રવચનમાં લોકોને ચેતવી દીધાં કે અલ્લાહતઆલાને દારૂ સખ્ત નાપસંદ છે, તેના સંપૂર્ણ નિષેધનો હુકમ આવવાની પૂરી શક્યતા છે. દૂર નથી કે આની સંપૂર્ણ મનાઈનો હુકમ આવી જાય, એટલા માટે જેની જેની પાસે દારૂ હોય તે તેને વેચી દે. આના થોડા સમય પછી જ આ આયત ઊતરી અને આપે જાહેરાત કરાવી કે હવે જેમની પાસે દારૂ છે તેઓ ન તો તેને પી શકે છે, ન તો વેચી શકે છે, બલ્કે તેઓ તેને ઢોળી દે. એટલા માટે એ જ વખતે મદીનાની ગલીઓમાં દારૂ ઢોળી દેવામાં આવ્યું. લોકોએ પૂછ્યું, ''અમે યહૂદીઓને ભેટ તરીકે કેમ ના આપી દઈએ ?'' તો નબી સ.અ.વ.એ કહ્યું, ''જેણે આ વસ્તુ હરામ ઠરાવી છે તેણે આને ભેટમાં આપવાની પણ મનાઈ કરી છે.'' કેટલાક લોકોએ પૂછ્યું, ''અમે દારૂનો સિરકો કેમ ન બનાવી દઈએ ?'' તો આપે એની પણ મનાઈ કરી. અને હુકમ આપ્યો કે, ''ના, એને ઢોળી નાખો.'' એક ભાઈએ આગ્રહપૂર્વક પૂછ્યું કે, ''દવા તરીકે વાપરવાની તો છૂટ છે ને ?'' તો કહ્યું, ''ના, તે દવા નથી બલ્કે બીમારી છે.'' એક બીજા ભાઈએ પૂછ્યું કે, ''હે અલ્લાહના રસૂલ, અમે એક એવા પ્રદેશના રહેવાસી છીએ જયાં ખૂબ જ ઠંડી પડે છે અને અમારે પરિશ્રમ પણ કરવો પડે છે. અમે લોકો દારૂ વડે થાક અને ઠંડીનો સામનો કરીએ છીએ.'' આપે પૂછ્યું ''જે વસ્તુ તમે પીઓ છો તેનાથી નશો ચઢે છે ?''

તેમણે કહ્યું, ''હા.'' તો કહ્યું, ''તેનાથી દૂર રહો.'' તેમણે અરજપૂર્વક કહ્યું કે, ''પરંતુ અમારા પ્રદેશના લોકો તો માનશે નહીં.'' તો કહ્યું, ''જો તેઓ ન માને તો તેમની સાથે યુદ્ધ કરો.''

ઈબ્ને ઉમર રદિ.ની રિવાયત છે કે નબી સ.અ.વ. એ કહ્યું, **لعَن الله الخمر وشاربها وساقيها وبائعها ومُبتاعها وعاصرها ومعتصرها وحاملها والمحمولة اليه**. ''અલ્લાહતઆલાએ શરાબ ઉપર, તેના પીનાર ઉપર, તેને પાનાર ઉપર, અને વેચનાર ઉપર, અને ખરીદનાર ઉપર, ગાળનાર ઉપર, અને ગળાવનાર ઉપર, અને ઉપાડીને લઈ જનાર ઉપર, અને એ માણસ ઉપર કે જેના માટે તે ઉપાડીને લઈ જવામાં આવતો હોય, તેની ઉપર લાનત કરી છે.''

બીજી એક હદીસમાં છે કે, નબી સ.અ.વ.એ એ ભાણામાં જમવાની મનાઈ કરી છે જ્યાં દારૂ પીવામાં આવી રહ્યો હોય. આરંભમાં આપે એ વાસણોનો ઉપયોગ કરવા સુદ્ધાંની મનાઈ કરી દીધી હતી જેમાં દારૂ ગાળવામાં આવતો હોય અને પીવામાં આવતો હોય. પાછળથી જયારે દારૂની મનાઈનો હુકમ સંપૂર્ણપણે લાગુ પડી ગયો ત્યારે આપે વાસણો ઉપરની મનાઈ ઉઠાવી લીધી.

**خمر** ''ખુમ્ર'' શબ્દ અરબસ્તાનમાં દ્રાક્ષના દારૂ માટે વપરાતો હતો અને વ્યવહારમાં ઘઉં, જવ, દ્રાક્ષ, ખજૂર અને મધના દારૂ માટે પણ આ શબ્દ બોલવામાં આવતો હતો. પરંતુ નબી સ.અ.વ.એ મનાઈના હુકમને એ તમામ વસ્તુઓ માટે સામાન્ય ઠરાવી દીધો જે માદક એટલે કે નશો પેદા કરનારી છે. એટલા માટે હદીસમાં નબી સ.અ.વ.ના આ સ્પષ્ટ વચનો આપણને જોવા મળે છે કે **كل مسكر خمر وكل مسكر حرام** ''દરેક નશો લાવનાર વસ્તુ ખુમ્ર છે અને દરેક નશો લાવનારી વસ્તુ હરામ છે.'' **كل شراب اسكر فهو حرام** ''એ દરેક પીણું જે નશો પેદા કરે તે હરામ છે.'' **وانا انهى عن كل مسكرٍ** ''અને હું દરેક નશો લાવનારી વસ્તુની મનાઈ કરું છું.'' હઝરત ઉમર રદિ.એ શુક્રવારના ખુત્બામાં શરાબની વ્યાખ્યા આપી હતી કે **الخمر ما خامر العقل** ''ખુમ્રનો અર્થ એ દરેક વસ્તુ છે જે બુદ્ધિને ઢાંકી લે.''

આ ઉપરાંત, નબી સ.અ.વ.એ આ નિયમ પણ વર્ણવ્યો છે કે **ما اسكر كثيره فقليله حرام** ''જે વસ્તુનું વધુ પ્રમાણ નશો પેદા કરે તેનું થોડું પ્રમાણ પણ હરામ છે.'' અને **ما اسكر الفرق منه فملء الكف منه حرام** ''જે વસ્તુનો એક આખો કેરબો નશો પેદા કરતો હોય તેનો એક ખોબો પીવો પણ હરામ છે."

નબી સ.અ.વ.ના જમાનામાં દારૂ પીનારા લોકો માટે કોઈ ખાસ સજા નક્કી થયેલી ન હતી. જે માણસ આ ગુન્હા નીચે પકડાઈને આવતો તેને જોડાં- લાત-મુક્કા-વળચઢાવેલી ચાદરના સાટકા અને ખજૂરના સાંટા મારવામાં આવતા હતાં. બહુ બહુ તો ચાલીસ ફટકાં આપના જમાનામાં આ ગુન્હા માટે લગાવવામાં આવ્યાં છે. હઝરત અબૂબક્ર રદિ.ના જમાનામાં ચાલીસ કોરડાં મારવામાં આવતા હતાં. હઝરત ઉમર રદિ.ના જમાનામાં પણ શરૂમાં ચાલીસ કોરડાની જ સજા હતી. પછી જયારે તેમણે જોયું કે લોકો આ ગુન્હો કરવાથી અટકતાં નથી તો તેમણે સહાબીઓનો અભિપ્રાય મેળવીને ૮૦ કોરડાંની સજા નકકી કરી. આ જ સજાને ઈમામ માલિક અને ઈમામ અબૂહનીફા, અને એક રિવાયત પ્રમાણે, ઈમામ શાફઈ પણ શરાબની સજા ઠરાવે છે. પરંતુ ઈમામ અહમદ ઈબ્ને હંબલ, અને એક બીજી રિવાયત પ્રમાણે, ઈમામ શાફઈ ૪૦ કોરડામાં માને છે અને હઝરત અલી રદિ. એ પણ આને જ પસંદગી આપી છે.

શરીઅતની રૂએ આ વાત ઈસ્લામી રાજયની ફરજમાં આવે છે કે તે દારૂબંધી માટેના આ હુકમને

إِنَّمَا يُرِيدُ الشَّيْطٰنُ أَنْ يُّوْقِعَ بَيْنَكُمُ الْعَدَاوَةَ وَالْبَغْضَآءَ
فِي الْخَمْرِ وَالْمَيْسِرِ وَيَصُدَّكُمْ عَنْ ذِكْرِ اللّٰهِ وَعَنِ الصَّلٰوةِ ۚ فَهَلْ
أَنْتُمْ مُّنْتَهُوْنَ ﴿٩١﴾ وَأَطِيْعُوا اللّٰهَ وَأَطِيْعُوا الرَّسُوْلَ وَاحْذَرُوْا ۚ
فَإِنْ تَوَلَّيْتُمْ فَاعْلَمُوْٓا أَنَّمَا عَلٰى رَسُوْلِنَا الْبَلٰغُ الْمُبِيْنُ ﴿٩٢﴾
لَيْسَ عَلَى الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ جُنَاحٌ فِيْمَا طَعِمُوْٓا
إِذَا مَا اتَّقَوْا وَّاٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ ثُمَّ اتَّقَوْا وَّ
رુકૂઅ ૧૨ اٰمَنُوْا ثُمَّ اتَّقَوْا وَّأَحْسَنُوْا ۗ وَاللّٰهُ يُحِبُّ الْمُحْسِنِيْنَ ﴿٩٣﴾ ع
يٰٓأَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَيَبْلُوَنَّكُمُ اللّٰهُ بِشَيْءٍ مِّنَ الصَّيْدِ

**શૈતાન તો એમ ઇચ્છે છે કે શરાબ અને જુગાર દ્વારા તમારી અંદર દુશ્મનાવટ અને દ્વેષ નાખી દે અને તમને અલ્લાહના સ્મરણથી અને નમાઝથી રોકી દે. શું હવે તમે આ વસ્તુઓથી દૂર રહેશો ? અલ્લાહ અને તેના પયગમ્બરની વાત માનો અને છોડી દો, પરંતુ જો તમે હુકમનો અનાદર કર્યો તો જાણી લો કે અમારા પયગમ્બર ઉપર માત્ર સ્પષ્ટપણે હુકમ પહોંચાડી દેવાની જવાબદારી હતી.**

**જે લોકો ઈમાન લઈ આવ્યાં અને સદ્‌કાર્ય કરવા લાગ્યાં તેમણે અગાઉ જે ખાધું-પીધું હતું તેના માટે કોઈ પકડ કરવામાં આવશે નહીં, એ શરતે કે તેઓ ભવિષ્યમાં એ વસ્તુઓથી દૂર રહે જે હરામ કરવામાં આવી છે અને ઈમાન ઉપર મક્કમ રહે અને સદ્‌કાર્યો કરે, પછી જે જે વસ્તુથી રોકવામાં આવે તેનાથી દૂર રહે અને અલ્લાહનો જે હુકમ હોય તેને માને, પછી અલ્લાહનો ડર રાખીને નેક વલણ અપનાવે. અલ્લાહ સદ્‌ચારિત્ર્ય લોકોને પસંદ કરે છે. (રુકૂઅ-૧૨)**

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, અલ્લાહ તમને એ શિકાર વડે ભારે અજમાયશમાં નાખશે**

---

બળપૂર્વક લાગુ કરે. હઝરત ઉમર રદિ.ના જમાનામાં બનીસકીફના એક માણસ રૂવૈશિદની દુકાન એ કારણે સળગાવી દેવડાવી કે તે છૂપી રીતે દારૂ વેચતો હતો. એક બીજા પ્રસંગે એક આખું ગામ હઝરત ઉમર રદિ.ના હુકમથી આ જ ગુન્હા માટે સળગાવી મૂકવામાં આવ્યું કે ત્યાં છુપી રીતે દારૂ ગાળવાનો અને વેચવાનો ધંધો થઈ રહ્યો હતો.

تَنَالُهٗۤ اَيْدِيْكُمْ وَ رِمَاحُكُمْ لِيَعْلَمَ اللّٰهُ مَنْ يَّخَافُهٗ بِالْغَيْبِ ۚ
فَمَنِ اعْتَدٰى بَعْدَ ذٰلِكَ فَلَهٗ عَذَابٌ اَلِيْمٌ ﴿۹۴﴾ يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا
لَا تَقْتُلُوا الصَّيْدَ وَ اَنْتُمْ حُرُمٌ ؕ وَ مَنْ قَتَلَهٗ مِنْكُمْ مُّتَعَمِّدًا
فَجَزَآءٌ مِّثْلُ مَا قَتَلَ مِنَ النَّعَمِ يَحْكُمُ بِهٖ ذَوَا عَدْلٍ مِّنْكُمْ هَدْيًا
بٰلِغَ الْكَعْبَةِ اَوْ كَفَّارَةٌ طَعَامُ مَسٰكِيْنَ اَوْ عَدْلُ ذٰلِكَ صِيَامًا
لِّيَذُوْقَ وَ بَالَ اَمْرِهٖ ؕ عَفَا اللّٰهُ عَمَّا سَلَفَ ؕ وَ مَنْ عَادَ

**જે બિલકુલ તમારા હાથો અને ભાલાઓની પહોંચમાં હશે, એ જોવા માટે કે તમારામાંથી કોણ તેને જોયા વિના તેનાથી ડરે છે, પછી જેણે આ ચેતવણી છતાં અલ્લાહની ઠરાવેલી હદ ઓળંગી તેના માટે પીડાકારી સજા છે. હે લોકો જેઓ ઈમાન લાવ્યાં છો ! એહરામની હાલતમાં શિકાર ન કરો,[૧૧૦] અને જો તમારામાંથી કોઈ ઈરાદાપૂર્વક આવું કરી નાખે તો જે જનાવર તેણે માર્યું હોય તેની બરાબરનું એક જનાવર તેણે ઢોરોમાંથી ભેટ ચઢાવવું પડશે જેનો ફેંસલો તમારામાંથી બે ન્યાયી માણસો કરશે, અને આ ભેટ કા'બા પહોંચાડવામાં આવશે, અથવા આ ન થાય તો આ ગુન્હાના કફ્ફારા તરીકે થોડાક ગરીબોને જમાડવાં પડશે, અથવા તેના જેટલા રોઝા રાખવાં પડશે,[૧૧૧] કે જેથી તે તેની કરણીનો સ્વાદ ચાખે. અગાઊ જે થઈ ગયું તેને અલ્લાહે માફ કરી દીધું પરંતુ હવે જો કોઈએ આ જ હરકતનું પુનરાવર્તન કર્યું**

**(૧૧૦)** શિકાર ચાહે માણસ જાતે કરે અથવા બીજા કોઈને શિકાર કરવામાં કોઈ પણ રીતે મદદ કરે, બન્ને વાતો એહરામની હાલતમાં પ્રતિબંધિત છે. આ ઉપરાંત, જો એહરામ પહેરનાર માટે શિકાર કરવામાં આવ્યો હોય તો પણ તેનું ખાવું તેના માટે હરામ છે. અલબત્ત, જો કોઈ માણસે તેના પોતાના માટે શિકાર કર્યો હોય અને પછી તેમાંથી એહરામ પહેરેલા માણસને પણ ભેટ તરીકે થોડું આપે તો તેને ખાવામાં કોઈ વાંધો નથી. આ સામાન્ય નિયમમાંથી જંગલી જનાવરો બાકાત છે. સાપ, વીંછી, હડકાયો કૂતરો અને આવા બીજાં જનાવરો કે જે માનવીને નુકસાન પહોંચાડનારા છે તેમને એહરામની હાલતમાં મારી શકાય છે.

**(૧૧૧)** આ બાબતોનો ફેંસલો પણ બે ન્યાયી માણસો જ કરશે કે કયા જનાવરને મારવા માટે કોઈ કેટલા ગરીબોને જમાડે અથવા કેટલાં રોઝા રાખે.

فَيَنْتَقِمُ اللّٰهُ مِنْهُ ؕ وَاللّٰهُ عَزِيْزٌ ذُو انْتِقَامٍ ﴿٩٥﴾ اُحِلَّ لَكُمْ صَيْدُ
الْبَحْرِ وَ طَعَامُهٗ مَتَاعًا لَّكُمْ وَ لِلسَّيَّارَةِ ۚ وَ حُرِّمَ عَلَيْكُمْ صَيْدُ الْبَرِّ
مَا دُمْتُمْ حُرُمًا ؕ وَ اتَّقُوا اللّٰهَ الَّذِيْۤ اِلَيْهِ تُحْشَرُوْنَ ﴿٩٦﴾ جَعَلَ اللّٰهُ
الْكَعْبَةَ الْبَيْتَ الْحَرَامَ قِيٰمًا لِّلنَّاسِ وَ الشَّهْرَ الْحَرَامَ وَ الْهَدْيَ وَ الْقَلَآئِدَ ؕ
ذٰلِكَ لِتَعْلَمُوْۤا اَنَّ اللّٰهَ يَعْلَمُ مَا فِي السَّمٰوٰتِ وَ مَا فِي الْاَرْضِ

**તો તેનાથી અલ્લાહ બદલો લેશે, અલ્લાહ સૌની ઉપર વર્ચસ્વ ધરાવનાર છે અને બદલો લેવાની તાકાત ધરાવે છે.**

**તમારા માટે સમુદ્રનો શિકાર અને તેનું ખાવવું હલાલ કરી[૧૧૨] દેવામાં આવ્યું, જ્યાં તમે રોકાઓ ત્યાં પણ તેને ખાઈ શકો છો અને કાફલા માટે ભાથું પણ બનાવી શકો છો. અલબત્ત, ભૂમિનો શિકાર, જ્યાં સુધી તમે એહરામની હાલતમાં હોવ, તમારા માટે હરામ કરવામાં આવ્યો છે. તો બચો એ ખુદાની નાફરમાનીથી જેની હજૂરમાં તમને સૌને ઘેરીને હાજર કરવામાં આવશે.**

**અલ્લાહે આદરણીય ઘર, કા'બાને લોકો માટે (સામાજિક જીવનની) સ્થાપનાનું માધ્યમ બનાવ્યું અને હરામ મહિનાઓને અને કુરબાનીના જનાવરો અને એવાં જનાવરો અને ગળાના પટ્ટાઓને પણ (આ કાર્યમાં સહાયક બનાવી દીધાં[૧૧૩]) કે જેથી તમને જાણ થઈ જાય કે અલ્લાહ આકાશો અને ધરતીની તમામ પરિસ્થિતિથી માહિતગાર છે.**

(૧૧૨) કેમ કે દરિયાઈ મુસાફરીમાં ઘણી વખત ભાથું ખતમ થઈ જાય છે અને ખોરાક મેળવવા માટે દરિયાઈ પ્રાણીઓના શિકાર સિવાય બીજો કોઈ ઉપાય શકય હોતો નથી એટલા માટે દરિયાઈ શિકારને હલાલ કરવામાં આવ્યો.

(૧૧૩) અરબસ્તાનમાં કા'બાની હેસિયત માત્ર એક પવિત્ર ઈબાદતખાનાની જ ન હતી, બલ્કે તેના કેન્દ્રીય સ્થાન અને પવિત્રતાના કારણે એ જ પૂરા દેશના આર્થિક અને સાંસ્કૃતિક જીવનનો આધાર બનેલો હતો. હજ્જ અને ઉમરહ માટે સમગ્ર દેશ તેની તરફ ખેંચાઈને આવતો હતો અને આ સંમેલનના લીધે વેરવિખેર પડેલા આરબોમાં એકતાનો એક સંબંધ પેદા થતો, જુદા જુદા વિસ્તારો અને કબીલાના લોકો પરસ્પર સામાજિક સંબંધો બાંધતાં, કાવ્ય-સ્પર્ધાઓ વડે તેમની ભાષા અને સાહિત્યનો વિકાસ સધાતો અને વેપારી લેવડ-દેવડ દ્વારા સમગ્ર દેશની આર્થિક જરૂરિયાતો પૂરી થતી. હરામ મહિનાઓના કારણે આરબોને વર્ષના ૧/૩ સમય માટે શાંતિ પ્રાપ્ત થઈ જતી હતી. આ જ એક એવો સમયગાળો હતો કે જેમાં તેમના કાફલા દેશના એક છેડાથી બીજા છેડા સુધી કોઈપણ જાતની અગવડ વિના આવ-જા કરતા હતાં. કુરબાનીના જનાવરો અને ગળાના પટ્ટાઓની હાજરીથી

وَ اَنَّ اللّٰهَ بِكُلِّ شَیْءٍ عَلِیْمٌ ﴿۹۷﴾ اِعْلَمُوْۤا اَنَّ اللّٰهَ شَدِیْدُ
الْعِقَابِ وَ اَنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِیْمٌ ﴿۹۸﴾ مَا عَلَى الرَّسُوْلِ اِلَّا الْبَلٰغُ ؕ
وَ اللّٰهُ یَعْلَمُ مَا تُبْدُوْنَ وَ مَا تَكْتُمُوْنَ ﴿۹۹﴾ قُلْ لَّا یَسْتَوِی
الْخَبِیْثُ وَ الطَّیِّبُ وَ لَوْ اَعْجَبَكَ كَثْرَةُ الْخَبِیْثِ ۚ فَاتَّقُوا

**અને તેને દરેક વસ્તુનું જ્ઞાન છે[૧૧૪] જાણી લો ! અલ્લાહ સજા આપવામાં પણ સખત છે અને તેની સાથોસાથ ઘણો દરગુજર કરનાર અને દયા કરનાર પણ છે. પયગમ્બર ઉપર તો માત્ર સંદેશો પહોંચાડી દેવાની જવાબદારી છે, આગળ તમારી ખુલ્લી અને છુપી બધી જ સ્થિતિઓનો જાણનાર અલ્લાહ છે. હે પયગમ્બર ! આમને કહી દો કે પાક અને નાપાક કોઈપણ સંજોગોમાં સમાન નથી, ભલે નાપાકની વિપુલતા તમને ગમે તેટલી મોહિત કરનારી હોય,[૧૧૫] પછી હે**

પણ આ આવન-જાવનમાં ઘણી મદદ મળતી હતી, કારણ કે ચઢાવાની નિશાનીના રૂપમાં જે જનાવરોના ગળામાં પટ્ટા પહેરાવેલાં હોય તેમને જોઈને આરબોના માથાં આદરથી ઝૂકી જતાં અને લૂંટફાટ કરતા કબીલાઓને તેમની ઉપર હાથ નાખવાની હિંમત થતી નહીં.

**(૧૧૪)** એટલે કે જો તમે આ વ્યવસ્થા ઉપર વિચાર કરો તો તમને પોતાને તમારા દેશના સાંસ્કૃતિક અને આર્થિક જીવનમાં જ આની સ્પષ્ટ ગવાહી મળી જાય કે અલ્લાહતઆલા તેની મખલૂકના હિતો અને તેમની જરૂરિયાતોનું પુરી અને ઊંડી જાણકારી ધરાવે છે અને તેના એક-એક હુકમ વડે માનવજીવનના કેટકેટલાંય ક્ષેત્રોને ફાયદો પહોંચાડી દે છે. અશાંતિના સેંકડો વર્ષ જે મહમ્મદ સ.અ.વ.ના આગમન પહેલાં પસાર થયાં છે તેમાં તમે લોકો પોતે તમારા હિતથી અજાણ હતાં અને તમારી જાતને બરબાદ કરવામાં લાગેલા હતાં. પરંતુ અલ્લાહ તમારી જરૂરિયાતને જાણતો હતો અને તેણે માત્ર એક કા'બાની કેન્દ્રીય સ્થિતિ પ્રસ્થાપિત કરીને તમારા માટે એ વ્યવસ્થા ઉભી કરી દીધી હતી જેના કારણે તમારું કોમી જીવન ટકી શકયું. બીજી અસંખ્ય વાતોને છોડીને જો માત્ર આ જ એક વાત ઉપર ધ્યાન આપો તો તમને વિશ્વાસ થઈ જશે કે અલ્લાહે જે હુકમો તમને આપ્યાં છે તેનો અમલ કરવામાં તમારી પોતાની ભલાઈ છે અને આમાં તમારા માટે એવા એવા લાભ છુપાયેલાં છે જેને ન તો તમે પોતે સમજી શકો છો, અને ન તો તમારા ઉપાયો વડે પૂરી કરી શકો છો.

**(૧૧૫)** આ આયત મુલ્યાંકન કરવાનું એક બીજું જ માપદંડ પ્રસ્તુત કરે છે જે માત્ર બહારથી જોતા માણસના માપદંડ કરતાં તદ્દન અલગ છે. બહારથી જોતા માણસની દ્રષ્ટિમાં સો રૂપિયા પાંચ રૂપિયાની સરખામણીમાં ચોકકસ વધારે મૂલ્ય ધરાવે છે કેમ કે તે સો છે અને આ પાંચ, પરંતુ આ આયત કહે છે કે જો સો રૂપિયા ખુદાની આજ્ઞાનો ભંગ કરીને મેળવવામાં આવ્યાં હોય તો તે નાપાક છે, અને પાંચ રૂપિયા જો ખુદાના




اللّٰهَ يٰٓاُولِي الْاَلْبَابِ لَعَلَّكُمْ تُفْلِحُوْنَ ﴿١٠٠﴾ يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا
لَا تَسْـَٔلُوْا عَنْ اَشْيَآءَ اِنْ تُبْدَ لَكُمْ تَسُؤْكُمْ ۚ وَاِنْ تَسْـَٔلُوْا عَنْهَا
حِيْنَ يُنَزَّلُ الْقُرْاٰنُ تُبْدَ لَكُمْ ۭ عَفَا اللّٰهُ عَنْهَا ۭ وَاللّٰهُ غَفُوْرٌ حَلِيْمٌ ﴿١٠١﴾

**બુદ્ધિશાળી લોકો, અલ્લાહની નાફરમાની કરવાથી બચતાં રહો, આશા છે કે તમને સફળતા પ્રાપ્ત થશે. (રુકૂઅ-૧૩)**

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, એવી વાતો ન પૂછો જે તમારી ઉપર સ્પષ્ટ કરી દેવામાં આવે તો તમને ગમે નહીં,[૧૧૬] પરંતુ જો તમે એમને એવા સમયે પૂછશો કે જ્યારે કુર્આન ઊતરી રહ્યું હોય ત્યારે તે તમારી ઉપર સ્પષ્ટ કરી દેવામાં આવશે. અત્યાર સુધી તમે જે કંઈ કર્યું તેને અલ્લાહે માફ કરી દીધું, તે દરગુજર કરનાર અને સહિષ્ણું છે.**

---

હુકમોનું પાલન કરીને કમાવવામાં આવ્યાં હોય તો તે પાક છે, અને નાપાક ભલે ગમે તેટલું વધારે હોય, કોઈ પણ સંજોગોમાં તે પાકની સમકક્ષ થઈ શકતું નથી. ગંદકીના એક ઢગલા કરતાં અત્તરનું એક ટીપું વધારે મૂલ્ય ધરાવે છે, અને મૂત્રથી ભરેલા એક માટલાની સરખામણીમાં શુદ્ધ પાણીનો એક ખોબો વધારે મૂલ્યવાન છે. એટલા માટે કોઈપણ સાચા સમજદાર માનવીએ અનિવાર્યપણે હલાલ ઉપર જ સંતોષ માનવો જોઈએ, પછી ભલે તે દેખાવમાં ગમે તેટલું થોડું અને તુચ્છ હોય, અને હરામની તરફ કોઈપણ હાલતમાં હાથ લાંબો કરવો જોઈએ નહીં, ભલે પછી દેખાવમાં તે ગમે તેટલા મોટા જથ્થામાં અને ભવ્ય હોય.

**(૧૧૬)** નબી સ.અ.વ.ને કેટલાક લોકો વિચિત્ર પ્રકારના નકામા સવાલો પૂછતા હતાં જેમની ન તો દીનના કોઈ મામલામાં જરૂર હતી અને ન તો દુનિયાના જ કોઈ મામલામાં. દા.ત. એક વખતે એક ભાઈએ ભર સભામાં આપને પૂછી લીધું કે, ''મારો અસલ બાપ કોણ છે?'' આવી જ રીતે કેટલાક લોકો શરીઅતના હુકમોમાં બિનજરૂરી પૂછપરછ કર્યા કરતાં હતાં અને બિનજરૂરી રીતે સવાલો પૂછી પૂછીને એવી વસ્તુઓ નક્કી કરાવવા માગતા હતાં જેમને કાયદો ઘડનારે ફાયદાના કારણે અનિર્ણીત રાખી છે. દા.ત. કુર્આનમાં ટૂંકાણમાં આ હુકમ આપવામાં આવ્યો હતો કે હજ્જ તમારી ઉપર ફરજિયાત છે. એક ભાઈએ હુકમ સાંભળતાં જ નબી સ.અ.વ.ને પૂછયું, ''શું દર વર્ષે ફરજીયાત કરવામાં આવી છે?'' આપે કોઈ જવાબ ન આપ્યો. તેમણે ફરી પૂછયું તો પણ આપ ચુપ રહ્યાં. ત્રીજી વખત પૂછતાં આપે કહ્યું, ''અફસોસ છે તમારી ઉપર. જો મારા મોઢેથી હા નીકળી જાય તો હજ્જ દર વર્ષે ફરજીયાત બની જાય, પછી તમે જ લોકો તેનું અનુસરણ નહીં કરી શકો અને નાફરમાની કરવા માંડશો.'' આવા જ નકામા અને બિનજરૂરી સવાલો કરવાની સામે આ આયતમાં મનાઈ કરવામાં આવી છે.

નબી સ.અ.વ. પોતે પણ બહુ સવાલો પૂછવાથી અને બિનજરૂરી રીતે દરેક વાતની ખણખોદ કરવાની ના પાડતા હતાં. એટલા માટે હદીસમાં છે કે ان اعظم المسلمين فى المسلمين جرما من سأل عن شئ لم يحرم على الناس فحرم من اجل مسألته ''મુસલમાનો માટે સૌથી મોટો ગુન્હેગાર એ માણસ છે જેણે કોઈ એવી વસ્તુ વિષે પ્રશ્ન ઉઠાવ્યો જે

قَدْ سَاَلَهَا قَوْمٌ مِّنْ قَبْلِكُمْ ثُمَّ اَصْبَحُوْا بِهَا كٰفِرِيْنَ ﴿۱۰۲﴾ مَا جَعَلَ
اللّٰهُ مِنْۢ بَحِيْرَةٍ وَّلَا سَآئِبَةٍ وَّلَا وَصِيْلَةٍ وَّلَا حَامٍ ۙ وَّلٰكِنَّ

**તમારી પહેલાં એક જૂથે આવાં જ પ્રશ્નો કર્યા હતાં, પછી એ લોકો આ જ વાતોના કારણે કુફ્રમાં પડી ગયાં.[૧૧૭]**

**અલ્લાહે ન તો કોઈ બહીરા ઠેરવ્યો છે ન સાઈબા, ન વસીલા, ન હામ[૧૧૮] પરંતુ**

લોકો માટે હરામ કરવામાં આવી ન હતી અને પછી માત્ર તેના સવાલ ઉઠાવવાના કારણે તે વસ્તુ હરામ ઠેરવવામાં આવી.'' એક બીજી હદીસમાં છે **ان الله فرض فرائض فلا تضيعوها وحرم حرمات فلا تنتهكوها وحدّ حدودًا فلا تعتدوها وسكت عن اشياء من غير نسيان فلا تبحثوا عنها۔** ''અલ્લાહે કેટલીક ફરજો તમારી ઉપર લાગૂ કરી છે, તેમને વેડફો નહીં. કેટલીક વસ્તુઓને હરામ કરી છે, તેમની નજીક ફરકો પણ નહીં. કેટલીક હદો નક્કી કરી છે, તેમનું ઉલ્લંઘન ન કરો, અને કેટલીક વસ્તુઓ વિષે મૌન ધારણ કરવામાં આવ્યું છે એનું કારણ કોઈ ભૂલ થઈ ગઈ હોય એમ નથી, એટલા માટે તેની ખણખોદ ન કરો.'' આ બંને હદીસોમાં એક મહત્ત્વની હકીકત સામે ચેતવવામાં આવ્યાં છે. જે બાબતોને કાયદા ઘડનારે ટૂંકાણમાં વર્ણવી છે અને તેમની વિગતો દર્શાવી નથી અથવા જે હુકમો ટૂંકાણમાં આપી દેવાયાં છે અને જથ્થો અથવા સંખ્યા અથવા બીજી ચોક્કસ બાબતોનો ઉલ્લેખ કર્યો નથી, તેમાં ટૂંકાણ અને વિગતોના અભાવનું કારણ એ નથી કે કાયદો ઘડનારથી ભૂલ થઈ ગઈ, વિગતો દર્શાવવી જોઈતી હતી પરંતુ ન દર્શાવી, બલ્કે આનું અસલ કારણ આ છે કે કાયદો ઘડનાર આ બાબતોની વિગતોને સીમિત રાખવા માગતો નથી અને હુકમોમાં લોકો માટે મોકળાશ રાખવા માગે છે. હવે જે માણસ જાણી જોઈને સવાલ ઉપર સવાલ કરીને વિગતો અને નિશ્ચિતતઓ અને બંધનો વધારવાનો પ્રયાસ કરે છે, અને જો કાયદો ઘડનારના કથનમાંથી આ વસ્તુઓ કોઈ રીતે નીકળે તો અનુમાન ધ્વારા, તારણ ધ્વારા, કોઈને કોઈ રીતે ટૂંકાને વિગતવાર, સર્વગ્રાહીને મર્યાદિત, અનિશ્ચિતને નિશ્ચિત બનાવીને છોડે છે, તે હકીકતમાં મુસલમાનોને ભારે જોખમમાં નાખે છે, એટલા માટે કે ભૌતિક જગતથી પર બાબતોમાં જેટલી વિગતો વધારે હશે, ઈમાન લાવનારા માટે એટલા જ વધારે પ્રમાણમાં મૂંઝવણની તકો વધી જશે, અને હુકમોમાં જેટલી મર્યાદાઓ વધારે હશે, અનુસરણ કરનાર માટે હુકમનો ભંગ થવાની શકયતાઓ પણ એટલા જ પ્રમાણમાં વધારે હશે.

**(૧૧૭)** એટલે કે પહેલાં તેમણે પોતે જ માન્યતાઓ અને હુકમોમાં નુકતેચીનીઓ કરવા માંડી અને એક-એક વસ્તુ વિષે સવાલ પૂછી પૂછીને વિગતો અને બંધનોની એક જાળ પોતાના માટે તૈયાર કરાવી, પછી જાતે જ તેમાં ફસાઈને માન્યતાઓની ગુમરાહીઓમાં તથા અમલી નાફરમાનીઓમાં સપડાઈ ગયાં. આ જૂથનો મતલબ યહૂદીઓ છે જેમના પગલે ચાલવામાં કુર્આન અને મહમ્મદ સ.અ.વ.ની ચેતવણીઓ છતાં મુસલમાનોએ કોઈ કસર બાકી રાખી નથી.

**(૧૧૮)** જેવી રીતે આપણા દેશમાં ગાય, બળદ અને બકરાં ખુદાના નામે અથવા કોઈ મૂર્તિ અથવા કબર અથવા દેવી-દેવતા અથવા પીરના નામે છૂટાં મૂકી દેવામાં આવે છે અને તેમની પાસેથી કોઈપણ જાતનું

الَّذِيْنَ كَفَرُوْا يَفْتَرُوْنَ عَلَى اللّٰهِ الْكَذِبَ ؕ وَ اَكْثَرُهُمْ
لَا يَعْقِلُوْنَ ﴿۱۰۳﴾ وَ اِذَا قِيْلَ لَهُمْ تَعَالَوْا اِلٰى مَاۤ اَنْزَلَ اللّٰهُ وَ
اِلَى الرَّسُوْلِ قَالُوْا حَسْبُنَا مَا وَجَدْنَا عَلَيْهِ اٰبَآءَنَا ؕ اَوَ لَوْ
كَانَ اٰبَآؤُهُمْ لَا يَعْلَمُوْنَ شَيْـًٔا وَّ لَا يَهْتَدُوْنَ ﴿۱۰۴﴾

**આ કાફિરો અલ્લાહ ઉપર જુઠ્ઠી તહોમત મૂકે છે અને તેમનામાંથી મોટાભાગના લોકો બુદ્ધિહીન છે (કે આવી અંધશ્રદ્ધામાં માને છે) અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે આવો એ કાનૂન તરફ જે અલ્લાહે ઊતાર્યો છે અને આવો પયગમ્બરની તરફ તો તેઓ જવાબ આપે છે કે અમારા માટે તો બસ એ જ રીત પૂરતી છે જેની ઉપર અમે અમારા બાપદાદાને જોયાં છે. શું આ લોકો બાપદાદાનું જ અનુસરણ કર્યે જશે ભલે પછી તેઓ કંઈપણ જાણતાં ન હોય અને સાચા માર્ગની તેમને ખબર જ ન હોય ?**

કામ લેવાને અથવા તેમને ઝબેહ કરવા અથવા કોઈપણ રીતે તેમનો લાભ લેવાને હરામ માનવામાં આવે છે, તેવી જ રીતે જહાલતના જમાનામાં આરબવાસીઓ પણ અલગ અલગ રીતે જનાવરોને દેવી-દેવતાના નામે છોડી મૂકતા હતાં અને આવી રીતે છોડી મુકાયેલાં જનાવરોના અલગ અલગ નામ રાખતા હતાં.

બહીરહ **بحيرة** : એ ઊંટણીને કહેવામાં આવે છે જે પાંચ વખત બચ્ચાં જણી ચૂકી હોય અને છેલ્લે તેને ત્યાં નર બચ્ચું પેદા થયું હોય. તેનું કાન વીંધીને તેને છૂટી મૂકી દેવામાં આવતી હતી. પછી કોઈ તેની ઉપર સવારી કરતું નહીં, તેનું દૂધ પીવામાં આવતું નહીં, તેને ઝબેહ કરવામાં આવતી નહીં, તેનું ઊન ઉતારવામાં આવતું નહીં. એ ઊંટણીને છૂટ હતી કે, જે ખેતરમાં અને જે ગોચરમાં ચાહે, ચરતી ફરે અને જે ઘાટ પરથી ઈચ્છે પાણી પીએ.

સાઇબહ **سآئبه** : એ ઊંટ અથવા ઊંટણીને કહેતા હતાં જેને કોઈ માનતા પૂરી થવા બદલ, અથવા કોઈ રોગમાંથી સારા થવા બદલ, અથવા કોઈ જોખમથી બચી જવા બદલ આભારદર્શનના રૂપમાં દાનમાં આપી દેવામાં આવ્યું હોય. આ ઉપરાંત જે ઊંટણીએ ૧૦ વખત બચ્ચાં જણ્યાં હોય અને દરેક વખતે માદા જ જણી હોય તેને પણ છૂટી મૂકી દેવામાં આવતી હતી.

વસીલહ **وصّيله** : જો બકરીનું પહેલું બચ્ચું નર હોય તો તે દેવતાઓના નામ પર ઝબેહ કરી દેવામાં આવતું અને જો તે પહેલી વખત માદા જણે તો તેને પોતાના માટે રાખી લેવામાં આવતી. પરંતુ જો નર અને માદા એકીસાથે જન્મે તો નરને ઝબેહ કરવાને બદલે આમ જ દેવતાઓના નામે છોડી મૂકવામાં આવતું અને તેનું નામ વસીલહ હતું.

હામ **حآم** : જો કોઈ ઊંટનો પૌત્ર સવારીને લાયક થઈ જાય તો તે ઘરડા ઊંટને છૂટો મૂકી દેવામાં આવતો હતો. આ ઉપરાંત જો કોઈ ઊંટ દ્વારા ૧૦ બચ્ચાં પેદા થઈ જાય તો તેને પણ મુક્તિ મળી જતી.

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا عَلَيْكُمْ أَنفُسَكُمْ ۖ لَا يَضُرُّكُم مَّن ضَلَّ
إِذَا اهْتَدَيْتُمْ ۚ إِلَى اللَّهِ مَرْجِعُكُمْ جَمِيعًا فَيُنَبِّئُكُم بِمَا كُنتُمْ
تَعْمَلُونَ ﴿١٠٥﴾ يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا شَهَادَةُ بَيْنِكُمْ إِذَا حَضَرَ أَحَدَكُمُ
الْمَوْتُ حِينَ الْوَصِيَّةِ اثْنَانِ ذَوَا عَدْلٍ مِّنكُمْ أَوْ آخَرَانِ مِنْ
غَيْرِكُمْ إِنْ أَنتُمْ ضَرَبْتُمْ فِي الْأَرْضِ فَأَصَابَتْكُم مُّصِيبَةُ

---

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, તમારી ચિંતા કરો, કોઈ બીજાની ગુમરાહીથી તમારું કંઈ બગડતું નથી જો તમે પોતે સીધા માર્ગ ઉપર હોવ,[૧૧૯] અલ્લાહની તરફ તમારે સૌએ પાછા ફરવાનું છે, પછી તે તમને જણાવી દેશે કે તમે શું કરતા રહ્યાં છો.**

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, જ્યારે તમારામાંથી કોઈની મોતનો સમય આવી જાય અને તે વસિયત કરી રહ્યો હોય ત્યારે તેના માટે સાક્ષીનું પ્રમાણ આ છે કે તમારામાંથી બે ન્યાયી માણસોને[૧૨૦] સાક્ષી બનાવવામાં આવે, અથવા જો તમે મુસાફરીમાં હોવ અને ત્યાં મોતની મુસીબત આવી જાય તો બિનમુસ્લિમોમાંથી જ**

---

(૧૧૯) માણસ કાયમ એ જોતો રહે કે બીજો માણસ શું કરી રહ્યો છે અને ફલાણા માણસના અકીદામાં શું ખરાબી છે તથા ફલાણાના કર્મોમાં શું બૂરાઈ છે, આવું કરવાના બદલે તેણે જોવું જોઈએ કે તે પોતે શું કરી રહ્યો છે. તેને ચિંતા પોતાના વિચારોની, પોતાની નીતિમત્તાની અને પોતાના કર્મોની હોવી જોઈએ કે કયાંક તે ખરાબ ન થાય. જો માણસ પોતે અલ્લાહનું આજ્ઞાપાલન કરી રહ્યો હોય, ખુદા અને બંદાના હક્કો, જે તેની ઉપર લાગુ પડે છે, તેમને અદા કરી રહ્યો હોય અને સચ્ચાઈના તકાદાઓ પુરાં કરી રહ્યો હોય, જેમાં ચોકકસપણે امر بالمعروف ونهی عن المنکر (ભલાઈઓનો આદેશ આપવો અને બૂરાઈઓથી રોકવું) પણ સામેલ છે, તો ચોકકસપણે કોઈ બીજા માણસની ગુમરાહી અને આડી ચાલ તેના માટે નુકસાનકારક બની શકતી નથી.

આ આયત પાછળનો આશય એવો કદાપિ નથી કે માણસ માત્ર પોતાના જ મોક્ષની ચિંતા કરે, બીજાની સુધારણાની કોઈ ચિંતા ન કરે. હઝરત અબૂબક્ર સિદ્દીક રદિ. આ ગેરસમજ દૂર કરતાં પોતાના એક પ્રવચનમાં કહે છે કે : "લોકો ! તમે આ આયતને વાંચો છો અને તેનો ખોટો અર્થ કરો છો. મેં રસૂલુલ્લાહ સ.અ.વ. ને એમ કહેતાં સાંભળ્યાં છે કે, 'જયારે લોકોની હાલત એવી થઈ જાય કે તેઓ દુરાચારને જુએ અને તેને બદલવાનો પ્રયાસ ન કરે, જાલિમને જુલમ કરતાં જુએ અને તેનો હાથ ન પકડે ત્યારે એ અસંભવ નથી કે અલ્લાહ તેના પ્રકોપમાં બધાને લપેટી લે. ખુદાના સોગંદ ! તમારા માટે ભલાઈનો હુકમ આપવાનું અને બૂરાઈથી રોકવાનું

الْمَوْتِ ؕ تَحْبِسُوْنَهُمَا مِنْۢ بَعْدِ الصَّلٰوةِ فَيُقْسِمٰنِ بِاللّٰهِ اِنِ ارْتَبْتُمْ
لَا نَشْتَرِىْ بِهٖ ثَمَنًا وَّلَوْ كَانَ ذَا قُرْبٰى ۙ وَلَا نَكْتُمُ شَهَادَةَ ۙ اللّٰهِ
اِنَّاۤ اِذًا لَّمِنَ الْاٰثِمِيْنَ ﴿۱۰۶﴾ فَاِنْ عُثِرَ عَلٰۤى اَنَّهُمَا اسْتَحَقَّاۤ اِثْمًا
فَاٰخَرٰنِ يَقُوْمٰنِ مَقَامَهُمَا مِنَ الَّذِيْنَ اسْتَحَقَّ عَلَيْهِمُ
الْاَوْلَيٰنِ فَيُقْسِمٰنِ بِاللّٰهِ لَشَهَادَتُنَاۤ اَحَقُّ مِنْ شَهَادَتِهِمَا
وَمَا اعْتَدَيْنَاۤ ۖ اِنَّاۤ اِذًا لَّمِنَ الظّٰلِمِيْنَ ﴿۱۰۷﴾ ذٰلِكَ اَدْنٰۤى

---

**બે સાક્ષી લઈ લેવામાં આવે.[૧૨૧] પછી જો કોઈ શંકા ઉભી થઈ જાય તો નમાઝ પછી બંને સાક્ષીઓને (મસ્જિદમાં) રોકી લેવામાં આવે અને તેઓ અલ્લાહના સોગંદ ખાઈને કહે કે ''અમે કોઈ અંગત લાભ ખાતર સાક્ષી વેચનારાં નથી, અને ભલે કોઈ અમારો સગો જ કેમ ન હોય (અમે તેની તરફ પક્ષપાત દાખવીશું નહીં,) અને ન તો અમે અલ્લાહ માટેની સાક્ષીને છુપાવનારાં છીએ, જો અમે આવું કર્યું તો અમે ગુનેગારોમાં ગણાઈશું.'' પરંતુ જો ખબર પડી જાય કે આ બન્નેએ પોતાને ગુનામાં નાખ્યાં છે તો પછી તેમની જગ્યાએ બે બીજા માણસો કે જે તેમની સરખામણીમાં સાક્ષી આપવા માટે વધુ લાયક હોય, એ લોકોમાંથી ઊભાં થાય જેમનો હક્ક મારવામાં આવ્યો હોય, અને તેઓ અલ્લાહના સોગંદ ખાઈને કહે કે ''અમારી સાક્ષી તેમની સાક્ષી કરતાં વધુ સાચી છે અને અમે અમારી સાક્ષીમાં જરાપણ અતિરેક કર્યો નથી, જો અમે આવું કરીએ તો જુલમીઓમાંથી હોઈશું.' આ રીત દ્વારા વધારે અપેક્ષા રાખી શકાય છે**

---

ફરજિયાત છે નહીં તો અલ્લાહ તમારી ઉપર એવા લોકોને બેસાડી દેશે જે તમારી અંદર સૌથી ખરાબ હશે અને તે તમને ભારે તકલીફો પહોંચાડશે, પછી તમારા સદાચારી લોકો ખુદાની પાસે દુઆઓ માગશે પણ એ કબૂલ નહીં થાય.'

(૧૨૦) એટલે કે એવાં મુસલમાનો જે ધર્મનિષ્ઠ, સાચા અને વિશ્વસનીય છે.

(૧૨૧) આના ઉપરથી જણાયું કે મુસલમાનોના મામલાઓમાં બિનમુસ્લિમને સાક્ષી બનાવવાં માત્ર એવી જ સ્થિતિમાં યોગ્ય છે કે જયારે કોઈ મુસલમાન સાક્ષી થવા માટે મળી શકતો ન હોય.

أَنۡ يَّاۡتُوۡا بِالشَّهَادَةِ عَلٰى وَجۡهِهَاۤ اَوۡ يَخَافُوۡۤا اَنۡ تُرَدَّ اَيۡمَانٌۢ
بَعۡدَ اَيۡمَانِهِمۡ‌ؕ وَاتَّقُوا اللّٰهَ وَاسۡمَعُوۡا‌ؕ وَاللّٰهُ لَا يَهۡدِى الۡقَوۡمَ
الۡفٰسِقِيۡنَ ﴿۱۰۸﴾ يَوۡمَ يَجۡمَعُ اللّٰهُ الرُّسُلَ فَيَقُوۡلُ مَاذَاۤ اُجِبۡتُمۡ‌ؕ




قَالُوۡا لَا عِلۡمَ لَنَا‌ؕ اِنَّكَ اَنۡتَ عَلَّامُ الۡغُيُوۡبِ ﴿۱۰۹﴾ اِذۡ قَالَ اللّٰهُ
يٰعِيۡسَى ابۡنَ مَرۡيَمَ اذۡكُرۡ نِعۡمَتِىۡ عَلَيۡكَ وَعَلٰى وَالِدَتِكَ‌ۘ اِذۡ
اَيَّدْتُّكَ بِرُوۡحِ الۡقُدُسِ تُكَلِّمُ النَّاسَ فِى الۡمَهۡدِ وَكَهۡلًا‌ ۚ وَ

**કે લોકો સાચી સાક્ષી આપશે, અથવા ઓછામાં ઓછો આ વાતનો જ ડર રાખશે કે તેમની સોગંદો પછી બીજી સોગંદો વડે કયાંક તેમનું ખંડન ન થઈ જાય. અલ્લાહથી ડરો અને સાંભળો, અલ્લાહ નાફરમાનોને તેના માર્ગદર્શનથી વંચિત કરી દે છે. (રુકૂઅ-૧૪)**

**[૧૨૨]જે દિવસે અલ્લાહ તમામ પયગમ્બરોને એકત્ર કરીને પૂછશે કે તમને શું જવાબ આપવામાં આવ્યો,[૧૨૩] ત્યારે તેઓ કહેશે કે અમને કંઈ ખબર નથી,[૧૨૪] આપ જ તમામ છૂપી હકીકતોને જાણો છો. પછી કલ્પના કરો એ પ્રસંગની કે જ્યારે અલ્લાહ કહેશે કે[૧૨૫] "હે મર્યમના પુત્ર ઈસા! યાદ કર મારી એ નિયામતને જે મેં તને અને તારી માતાને આપી હતી, મેં પવિત્ર રૂહ વડે તારી મદદ કરી, તું પારણામાં પણ લોકો સાથે વાત કરતો હતો અને મોટી વયે પહોંચીને પણ,**

(૧૨૨) આનો અર્થ કયામતનો દિવસ છે.

(૧૨૩) એટલે કે ઈસ્લામની તરફ તમે દુનિયાને બોલાવ્યા હતા તેનો શું જવાબ દુનિયાએ તમને આપ્યો.

(૧૨૪) એટલે કે અમે તો માત્ર એ મર્યાદિત બાહ્ય જવાબને જ જાણીએ છીએ જે અમને આમારા જીવનમાં મળતો દેખાય છે. બાકી વાસ્તવમાં તો આપણા સંદેશનો પ્રતિભાવ કયાં, કયા રૂપમાં, કેટલો આવ્યો તેની સાચી જાણકારી તો આપના સિવાય બીજા કોઈને હોઈ શકે નહીં.

(૧૨૫) આરંભિક સવાલ તમામ પયગમ્બરોને સામૂહિક રીતે કરવામાં આવશે. ત્યારપછી એક-એક પયગમ્બર પાસેથી અલગ અલગ ગવાહી મેળવવામાં આવશે જેમકે કુર્આનમજીદમાં અનેક જગ્યાએ સ્પષ્ટપણે દર્શાવવામાં આવ્યું છે. આના અનુસંધાનમાં હઝરત ઈસા અ.સ.ને જે સવાલ કરવામાં આવશે તે અત્રે વિશેષરૂપે નોંધવામાં આવ્યો છે.

إِذْ عَلَّمْتُكَ الْكِتٰبَ وَالْحِكْمَةَ وَالتَّوْرٰىةَ وَالْإِنْجِيْلَ ۚ وَإِذْ تَخْلُقُ
مِنَ الطِّيْنِ كَهَيْـَٔةِ الطَّيْرِ بِإِذْنِيْ فَتَنْفُخُ فِيْهَا فَتَكُوْنُ
طَيْرًا بِإِذْنِيْ وَتُبْرِئُ الْأَكْمَهَ وَالْأَبْرَصَ بِإِذْنِيْ ۚ وَإِذْ
تُخْرِجُ الْمَوْتٰى بِإِذْنِيْ ۚ وَإِذْ كَفَفْتُ بَنِيْٓ إِسْرَآءِيْلَ عَنْكَ إِذْ
جِئْتَهُمْ بِالْبَيِّنٰتِ فَقَالَ الَّذِيْنَ كَفَرُوْا مِنْهُمْ إِنْ هٰذَآ إِلَّا
سِحْرٌ مُّبِيْنٌ ﴿۱۱۰﴾ وَإِذْ أَوْحَيْتُ إِلَى الْحَوَارِيّٖنَ أَنْ اٰمِنُوْا بِيْ
وَبِرَسُوْلِيْ ۚ قَالُوْٓا اٰمَنَّا وَاشْهَدْ بِأَنَّنَا مُسْلِمُوْنَ ﴿۱۱۱﴾ إِذْ قَالَ

**મેં તને ગ્રંથ અને ડહાપણ અને તૌરાત અને ઇંજીલનું શિક્ષણ આપ્યું, તું મારા હુકમથી પક્ષીના આકારનું માટીનું પૂતળું બનાવતો અને તેમાં ફૂંક મારતો હતો અને તે મારા હુકમથી પક્ષી બની જતું હતું, તું જન્મજાત આંધળા અને કોઢીને મારા હુકમથી સાજા કરતો હતો, તું મડદાંને મારા હુકમથી કાઢતો હતો.[૧૨૬] પછી જ્યારે તું બનીઇસ્રાઈલ પાસે સ્પષ્ટ નિશાનીઓ લઈને પહોંચ્યો અને જે લોકો તેમનામાંથી સત્યનો ઇનકાર કરનારા હતાં તેમણે કહ્યું કે આ નિશાનીઓ જાદૂવિદ્યા સિવાય બીજું કંઈ નથી, ત્યારે મેં જ તને તેમનાથી બચાવ્યો, અને જ્યારે મેં હવારીઓને ઇશારો કર્યો કે મારી ઉપર અને મારા પયગમ્બર ઉપર ઈમાન લાવો ત્યારે તેમણે કહ્યું, 'અમે ઈમાન લાવ્યાં અને સાક્ષી રહો કે અમે મુસ્લિમ છીએ.'[૧૨૭] — (હવારીઓ વિષેનો[૧૨૮]) આ કિસ્સો પણ યાદ રહે કે જ્યારે**

(૧૨૬) એટલે કે મોતની હાલતમાંથી કાઢીને જીવનની હાલતમાં લાવતો હતો.

(૧૨૭) એટલે કે હવારીઓનું તારી ઉપર ઈમાન લાવવું પણ અમારી કૃપા અને અનુકૂળતાનું પરિણામ હતું, નહીં તો તારામાં તો એટલી શક્તિ પણ ન હતી કે એ જૂઠું ઠરાવનારી વસ્તીમાં એક જ સમર્થક પોતાના જોરે પેદા કરી લેતે. — સાથો સાથ અહીં એ પણ બતાવી દેવામાં આવ્યું કે હવારીઓનો અસલ દીન ઇસ્લામ હતો, નહીં કે ખ્રિસ્તી ધર્મ.

(૧૨૮) આગળ હવારીઓનો ઉલ્લેખ આવી ગયો હતો એટલા માટે આ ચર્ચાને અટકાવીને અધવચ્ચે આડવાક્ય દાખલ કરીને અહીં હવારીઓના જ વિષેના એક બીજા કિસ્સા તરફ પણ ઇશારો કરી દેવામાં આવ્યો, જેના ઉપરથી એ વાત સ્પષ્ટપણે જાહેર થાય છે કે મસીહ પાસેથી જે શિષ્યોએ સીધેસીધું શિક્ષણ મેળવ્યું હતું તેઓ

الْحَوَارِيُّوْنَ يٰعِيْسَى ابْنَ مَرْيَمَ هَلْ يَسْتَطِيْعُ رَبُّكَ اَنْ يُّنَزِّلَ
عَلَيْنَا مَآئِدَةً مِّنَ السَّمَآءِ ؕ قَالَ اتَّقُوا اللّٰهَ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿١١٢﴾
قَالُوْا نُرِيْدُ اَنْ نَّاْكُلَ مِنْهَا وَ تَطْمَئِنَّ قُلُوْبُنَا وَ نَعْلَمَ اَنْ قَدْ
صَدَقْتَنَا وَ نَكُوْنَ عَلَيْهَا مِنَ الشّٰهِدِيْنَ ﴿١١٣﴾ قَالَ عِيْسَى ابْنُ
مَرْيَمَ اللّٰهُمَّ رَبَّنَآ اَنْزِلْ عَلَيْنَا مَآئِدَةً مِّنَ السَّمَآءِ تَكُوْنُ لَنَا
عِيْدًا لِّاَوَّلِنَا وَ اٰخِرِنَا وَ اٰيَةً مِّنْكَ ۚ وَارْزُقْنَا وَ اَنْتَ خَيْرُ

**હવારીઓએ કહ્યું, હે ઈસા ઇબ્નેમર્યમ ! શું તમારો માલિક અમારી ઉપર આકાશમાંથી ભોજનનો એક થાળ ઉતારી શકે છે ? તો ઈસાએ કહ્યું અલ્લાહથી ડરો જો તમે મોમિન છો. તેમણે કહ્યું, ‘‘અમે માત્ર એટલું જ ઇચ્છીએ છીએ કે એ થાળમાંથી ખાઈએ અને અમારા દિલ સંતુષ્ટ થાય અને અમને ખબર પડી જાય કે તમે અમને જે કહ્યું છે તે સાચું છે અને અમે તેની ઉપર સાક્ષી થઈએ.’’ એટલે ઈસા ઇબ્નેમર્યમે દુઆ કરી, ‘હે ખુદા, અમારા માલિક ! અમારી ઉપર આકાશમાંથી એક થાળ ઉતાર જે અમારા માટે અને અમારી પહેલાં અને પછીના લોકો માટે આનંદનો પ્રસંગ બને અને તારા તરફથી એક નિશાની હોય, અમને રોજી આપ અને તું સર્વશ્રેષ્ઠ**

મસીહને એક મનુષ્ય અને ફકત એક બંદો માનતા હતાં અને તેમને કલ્પનામાં પણ એ ખ્યાલ ન હતો કે તેમનો માર્ગદર્શક ખુદા અથવા ખુદાનો ભાગીદાર અથવા ખુદાનો પુત્ર હતો. બીજું, મસીહે પોતે પણ પોતાની જાતને તેમની સામે એક અધિકારવિહોણા બંદાના રૂપમાં જ રજૂ કરી હતો.

અહીં પ્રશ્ન આ થઈ શકે કે જે વાતચીત કયામતના દિવસે થવાની છે તેની અંદર આ આડવાકયની શી જરૂર પડી હશે ? આનો જવાબ આ છે કે આ વધારાનું વાકય એ વાતચીત વિષે નથી જે કયામતના દિવસે થશે પરંતુ તેની એ પેશગી વાર્તા વિષે છે જે આ દુનિયામાં કહેવાઈ રહી છે. કયામતમાં થનારી એ વાતચીતનો ઉલ્લેખ ફકત એટલા જ માટે કરવામાં આવી રહ્યું છે કે આજના જીવનમાં ખ્રિસ્તીઓને તેના દ્વારા બોધપાઠ મળે અને તેઓ સીધા માર્ગે આવી જાય. એટલા માટે વાતચીતની સાથે હવારીઓના આ કિસ્સાનો એક આડવાકય તરીકે ઉલ્લેખ કરવો કોઈ રીતે અસંબદ્ધ નથી.




الرّٰزِقِيْنَ ﴿١١٤﴾ قَالَ اللّٰهُ اِنِّيْ مُنَزِّلُهَا عَلَيْكُمْ ۚ فَمَنْ يَّكْفُرْ بَعْدُ
مِنْكُمْ فَاِنِّيْٓ اُعَذِّبُهٗ عَذَابًا لَّآ اُعَذِّبُهٗٓ اَحَدًا مِّنَ الْعٰلَمِيْنَ ﴿١١٥﴾ ع
وَاِذْ قَالَ اللّٰهُ يٰعِيْسَى ابْنَ مَرْيَمَ ءَاَنْتَ قُلْتَ لِلنَّاسِ اتَّخِذُوْنِيْ
وَاُمِّيَ اِلٰهَيْنِ مِنْ دُوْنِ اللّٰهِ ۭ قَالَ سُبْحٰنَكَ مَا يَكُوْنُ لِيْٓ اَنْ

**રોજી આપનાર છે.'' અલ્લાહે જવાબ આપ્યો ''હું તેને તમારી ઉપર ઉતારવાનો છું,[૧૨૯] પરંતુ એ પછી તમારામાંથી જે કુફ્ર કરશે તેને હું એવી સજા આપીશ જે દુનિયામાં મેં કોઈને આપી નહીં હોય.'' (રુકૂઅ-૧૫) — ટૂંકમાં, જ્યારે (આ ઉપકારો યાદ દેવડાવીને) અલ્લાહ કહેશે કે, ''હે ઈસા ઈબ્નેમર્યમ ! શું તેં લોકોને કહ્યું હતું કે ખુદા ઉપરાંત મને અને મારી માતાને પણ ખુદા બનાવી લો ?[૧૩૦] તો તે જવાબમાં કહેશે, 'પાક છે તારી હસ્તી, મારું આ કામ ન હતું કે**

(૧૨૯) કુર્આન આ બાબતે મૌન છે કે આ ભોજનથાળ ખરેખર ઉતારવામાં આવ્યો હતો કે નહીં. બીજા કોઈ વિશ્વનીય આધાર ઉપરથી પણ આ સવાલનો જવાબ મળતો નથી. બની શકે કે એ ઊતર્યો હોય અને એમ પણ બની શકે છે કે હવારીઓએ પાછળની ડરામણી ધમકી સાંભળીને પોતાની વિનંતી પાછી ખેંચી લીધી હોય.

(૧૩૦) ખ્રિસ્તીઓએ અલ્લાહની સાથે ફકત મસીહ અને રૂહુલકુદ્દુસને જ ખુદા બનાવવા પર સંતોષ માન્યો ન બલ્કે મસીહની આદરણીય માતા હઝરત મર્યમ અ.સ.ને પણ કાયમી ખુદા બનાવી દીધાં. હઝરત મર્યમ અ.સ.ની ખુદાઈ હેસિયત અથવા પવિત્ર હોવાની હેસિયત વિષે એક ઈશારો સુદ્ધાં બાઈબલમાં નથી. મસીહ પછી શરૂઆતના ૩૦૦ વર્ષ સુધી ખ્રિસ્તી જગત આ ખ્યાલથી બિલકુલ અજાણ હતો. ઈ.સ. ૩ના અંતિમ સમયમાં એલેકઝાન્ડ્રિયાના કેટલાક ધાર્મિક વિદ્વાનોએ પહેલી વખત મર્યમ માટે 'ઉમ્મુલ્લાહ' અથવા 'ખુદાની માતા' શબ્દોનો ઉપયોગ કર્યો. ત્યારપછી ધીમે ધીમે મર્યમની ખુદાઈની માન્યતા અને મર્યમપૂજાની રીત ખ્રિસ્તીઓમાં ફેલાવા માંડી. પરંતુ શરૂઆતમાં ચર્ચ આને કાયદેસર રીતે સ્વીકારવા માટે તૈયાર ન હતું, બલ્કે મર્યમપૂજકોને બગડી ગયેલાં અકીદાવાળા ગણતું હતું. પછી જ્યારે નસ્તૂરિયસના આ અકીદા ઉપર કે મસીહના એકલી હસ્તીમાં બે કાયમી અલગ અલગ વ્યક્તિત્ત્વો ભેગાં હતાં, ખ્રિસ્તી જગતમાં ચર્ચા અને ઝઘડાંનું વાતાવરણ ઊભું થઈ ગયું ત્યારે તેનો ઉકેલ લાવવા માટે ઈ.સ. ૪૩૧માં ઈફસોસ શહેરમાં એક ચર્ચાસભા ગોઠવાઈ અને તેમાં પહેલી વખત ચર્ચની સરકારી ભાષામાં હઝરત મર્યમ માટે 'ખુદાની માતા' ઈલ્કાબનો ઉપયોગ કરવામાં આવ્યો. આનું પરિણામ આ આવ્યું કે મર્યમપૂજાનો કે જે રોગ હજુ સુધી ચર્ચની બહાર ફેલાઈ રહ્યો હતો તે આના પછી ચર્ચની અંદર પણ ઝડપથી ફેલાવા માંડ્યો, એટલે સુધી કે કુર્આનના ઊતરાણના સમય સુધી પહોંચતાં પહોંચતાં હઝરત મર્યમ એવડાં મોટાં દેવી બની ગયાં કે પિતા, પુત્ર અને રૂહુલકુદ્દુસ ત્રણેય તેની

اَقُوۡلَ مَا لَيۡسَ لِىۡ ۚ بِحَقٍّ ؕ اِنۡ كُنۡتُ قُلۡتُهٗ فَقَدۡ عَلِمۡتَهٗ ؕ تَعۡلَمُ مَا
فِىۡ نَفۡسِىۡ وَ لَاۤ اَعۡلَمُ مَا فِىۡ نَفۡسِكَ ؕ اِنَّكَ اَنۡتَ عَلَّامُ الۡغُيُوۡبِ ﴿۱۱۶﴾
مَا قُلۡتُ لَهُمۡ اِلَّا مَاۤ اَمَرۡتَنِىۡ بِهٖۤ اَنِ اعۡبُدُوا اللّٰهَ رَبِّىۡ وَ رَبَّكُمۡ ۚ
وَ كُنۡتُ عَلَيۡهِمۡ شَهِيۡدًا مَّا دُمۡتُ فِيۡهِمۡ ۚ فَلَمَّا تَوَفَّيۡتَنِىۡ كُنۡتَ
اَنۡتَ الرَّقِيۡبَ عَلَيۡهِمۡ ؕ وَ اَنۡتَ عَلٰى كُلِّ شَىۡءٍ شَهِيۡدٌ ﴿۱۱۷﴾ اِنۡ

---

**એ વાત કહેત જે કહેવાનો મને અધિકાર ન હતો. જો મેં આવી વાત કહી હોત તો આપને જરૂર ખબર હોત, આપ જાણો છો જે કંઈ મારા દિલમાં છે અને હું નથી જાણતો જે કંઈ આપના દિલમાં છે, આપ તો તમામ છૂપી હકીકતોના જાણનાર છો, મેં તેમને એ સિવાય કંઈ કહ્યું નહીં જેનો આપે હુકમ આપ્યો હતો, આ કે અલ્લાહની બંદગી કરો, જે મારો પણ માલિક છે અને તમારો માલિક પણ. હું ત્યાં સુધી જ તેમનો નિરીક્ષક હતો જ્યાં સુધી હું તેમની વચ્ચે હતો. જ્યારે આપે મને પાછો બોલાવી લીધો ત્યારે આપ તેમની ઉપર નિરીક્ષક હતાં અને આપ તો બધી જ વસ્તુઓ ઉપર નિરીક્ષક છો. હવે જો**

---

સામે તુચ્છ થઈ ગયાં. તેમની મૂર્તિઓ ઠેરઠેર ચર્ચોમાં મૂકાયેલી હતી. તેમની સામે તમામ પૂજાવિધિઓ કરવામાં આવતી હતી, તેમની જ સમક્ષ દુઆઓ માગવામાં આવતી હતી, તે જ ફરિયાદ સાંભળનાર, જરૂરિયાતો પૂરી પાડનાર, સંકટો દૂર કરનાર અને નિરાધારોને મદદ કરનાર હતાં, અને કોઈપણ ખ્રિસ્તી માણસ માટે સૌથી મોટું શ્રદ્ધાનું માધ્યમ જો કોઈ હતું તો તે આ હતું કે ''ખુદાની માતા''ની હિમાયત તથા વાલીપણું તેને પ્રાપ્ત થાય. સીઝર જસ્ટીનિયન તેના એક કાયદાની પ્રસ્તાવનામાં હઝરત મર્યમ અ.સ.ને તેના સામ્રાજયના હિમાયતી અને મદદગાર ઠરાવે છે. તેનો વિખ્યાત સેનાપતિ નરસીયસ યુદ્ધના મેદાનમાં હઝરત મર્યમ અ.સ.ની પાસે માર્ગદર્શન માગે છે. નબી સ.અ.વ.ના સમકાલીન સીઝર હિરક્લે તેના ધ્વજ ઉપર ''ખુદાની માતા''નું ચિત્ર દોરેલું હતું અને તેને વિશ્વાસ હતો કે આ ચિત્રના પ્રતાપે આ ધ્વજ કયારેય નીચો નહીં પડે. જો કે પાછળની સદીઓમાં સુધારણા (Reformation)ના પ્રભાવ હેઠળ પ્રોટેસ્ટન્ટ ખ્રિસ્તીઓએ મર્યમપૂજાની સામે ઉગ્ર વિરોધ કર્યો પરંતુ રોમન કેથલિક ચર્ચ આજ સુધી આ પંથ ઉપર કાયમ છે.

تُعَذِّبْهُمْ فَإِنَّهُمْ عِبَادُكَ ۚ وَإِنْ تَغْفِرْ لَهُمْ فَإِنَّكَ أَنْتَ الْعَزِيزُ
الْحَكِيمُ ﴿١١٨﴾ قَالَ اللَّهُ هَٰذَا يَوْمُ يَنْفَعُ الصَّادِقِينَ صِدْقُهُمْ ۚ
لَهُمْ جَنَّاتٌ تَجْرِي مِنْ تَحْتِهَا الْأَنْهَارُ خَالِدِينَ فِيهَا أَبَدًا ۚ
رَضِيَ اللَّهُ عَنْهُمْ وَرَضُوا عَنْهُ ۚ ذَٰلِكَ الْفَوْزُ الْعَظِيمُ ﴿١١٩﴾ لِلَّهِ
રુકૂઅ ૧૬ مُلْكُ السَّمَاوَاتِ وَالْأَرْضِ وَمَا فِيهِنَّ ۚ وَهُوَ عَلَىٰ كُلِّ شَيْءٍ قَدِيرٌ ﴿١٢٠﴾ ع

**આપ તેમને સજા આપો તો તેઓ આપના બંદાં છે અને જો માફ કરી દો તો આપ સૌની ઉપર વર્ચસ્વ ધરાવનાર અને ડહાપણવાળા છો.'' ત્યારે અલ્લાહ કહેશે, ''આ એ દિવસ છે જેમાં સાચા લોકોને તેમની સચ્ચાઈ લાભ આપે છે, તેમના માટે એવાં બાગ છે જેમની નીચે નદીઓ વહી રહી છે, અહીં તેઓ હંમેશાં રહેશે, અલ્લાહ તેમનાથી રાજી થયો અને તેઓ અલ્લાહથી, આ જ મોટી સફળતા છે.''**

**આકાશો અને ધરતી અને તમામ વસ્તુઓની બાદશાહી અલ્લાહના જ માટે છે અને તે દરેક વસ્તુ કરવા માટે શકિત ધરાવે છે. (રુકૂઅ-૧૬)**

# પૂરવણી

**(નોંધ ક્રમાંક - ૩૬ ના અનુસંધાનમાં નોંધ)**

આના અનુસંધાનમાં એ વાત ઉલ્લેખનીય છે કે હઝરત ઈસા અ.સ.એ તેમના અનુયાયીઓનું નામ કયારેય ઈસાઈ અથવા મસીહી રાખ્યું ન હતું કેમ કે તેઓ તેમના નામે કોઈ નવા ધર્મની સ્થાપના કરવા માટે આવ્યા ન હતાં. તેમનો સંદેશ એ જ દીનને પુનર્જિવિત કરવાનો હતો જેને હઝરત મૂસા અ.સ. અને તેમની પહેલાં ના તેમજ પછીના નબીઓ લઈને આવ્યા હતાં. એટલા માટે તેમણે સામાન્ય બનીઇસ્રાઈલ અને મૂસાની શરીઅતના અનુયાયીઓથી અલગ ન તો કોઈ પંથ બનાવ્યો, ન તો તેનું કોઈ અલગ નામ જ રાખ્યું. તેમના શરૂઆતના અનુયાયીઓ પોતે પણ ન તેમને ઇસ્રાઈલી કોમથી અલગ માનતા ન હતાં, ન તો એક અલગ જૂથ બનીને રહ્યાં, ન તો તેમણે પોતાના માટે કોઈ વિશેષ નામ અથવા પ્રતીક ઠરાવ્યો. તેઓ સામાન્ય યહૂદીઓ સાથે બૈતલમકદિસના જ હૈકલમાં ઈબાદત કરવા માટે જતા હતાં અને પોતાને મૂસાની શરીઅત પર અમલ કરવા માટે બંધાયેલા માનતા હતાં. (જુઓ પ્રેરિતોના કૃત્યો૩ઃ૧, ૧૦ઃ૧૪, ૧૫ઃ૧, ૫, ૨૧ઃ૨૧). આગળ જતાં ફંટાવવાનું કાર્ય બે તરફથી શરૂ થયું : એક તરફ હઝરત ઈસા અ.સ.ના અનુયાયીઓમાંથી પોલોસ (સેન્ટ પોલ) એ શરીઅતના કાનૂનના અમલને ખતમ કરીને એવી જાહેરાત કરી દીધી કે બસ મસીહ ઉપર ઈમાન લાવવું મોક્ષ મેળવવા માટે પૂરતું છે.

અને બીજી તરફ યહૂદી વિદ્વાનોએ મસીહના અનુયાયીઓને એક ભટકી ગયેલો પંથ ઠરાવીને બનીઇસ્રાઈલના લોકોથી એમને વિખૂટા પાડી દીધાં. પરંતુ આ અલગ થવા છતાં શરૂઆતમાં આ નવા પંથનું કોઈ અલગ નામ ન હતું. મસીહના અનુયાયીઓ પોતે તેમના માટે કોઈક વખત ''શિષ્ય'' શબ્દનો પ્રયોગ કરતા હતાં અને કયારેક પોતાના સાથીઓનો ઉલ્લેખ ''બંધુઓ'' **(اِخوان)**, ''ઈમાન લાવનારાં'' **(مؤمنين)**, ''જેઓ ઈમાન લાવ્યાં'' **(الّذين امنوا)** અને ''પવિત્રો'' તરીકે કરતા હતાં. (પ્રેરિતોના કૃત્યો - ૨:૪૪, ૪:૩૨, ૯:૨૬, ૧૧:૨૯, ૧૩:૫૨, ૧૫:૧ અને ૨૩. રોમનો ૧૫:૨૫, કરિંથીઓ ૧:૨). આનાથી વિરૂદ્ધ યહૂદીઓ એ લોકોને કયારેક ''ગલીલી'' કહેતા હતાં અને કોઈ વખત ''નાસિરી લોકોનો બિદઅતી પંથ'' કહીને બોલાવતા હતાં. (પ્રેરિતોના કૃત્યો ૨૪:૫, લૂક ૧૩:૨). આ નામો પાડવાનો પ્રયાસ તેમણે કટાક્ષ કરવા માટે કર્યો હતો કેમ કે હઝરત ઈસા અ.સ. નું વતન નાસીરા હતું અને તે ફિલિસ્તીનના જીલ્લા ગલીલમાં આવેલો હતું. પરંતુ આ કટાક્ષના શબ્દો એટલી હદે પ્રચલિત થઈ ન શકયાં કે મસીહના અનુયાયીઓ માટે નામનું રૂપ ધારણ કરી લેત.

આ જૂથનું આજનું નામ મસીહી (ખ્રિસ્તી) CHRISTIAN પહેલી વખત ઈ.સ. ૪૩ અથવા ૪૪ માં અંતાકિયાના મુશ્રિક રહેવાસીઓ રાખ્યો હતો કે જયારે સેન્ટ પોલ અને બર્નબાસે ત્યાં જઈને પોતાના ધર્મનો જાહેરમાં પ્રચાર શરૂ કરી દીધો. (પ્રેરિતોના કૃત્યો - ૧૧:૨૬). આ નામ પણ હકીકતમાં વિરોધીઓ દ્વારા મશ્કરી કરવા માટે રાખ્યો હતો અને મસીહના અનુયાયીઓ પોતે પણ આને પોતાના નામ તરીકે કબૂલ કરવા માટે તૈયાર ન હતાં. પરંતુ જયારે તેમના દુશ્મનોએ તેમને આ જ નામથી બોલાવવાનું શરૂ કરી દીધું ત્યારે તેમના આગેવાનોએ કહ્યું કે, જો તમને મસીહની સાથે જોડીને મસીહી કહેવામાં આવે છે તો આના માટે તમારે શરમાવાની શી જરૂર ? (૧ પિત્રસ ૪:૧૬). આમ, ધીમે ધીમે આ લોકો પણ પોતાને આ જ નામથી ઓળખવા લાગ્યાં જે નામથી તેમનાં દુશ્મનોએ કટાક્ષમાં તેમને સંબોધ્યા હતાં, એટલે સુધી કે છેવટે તેમની અંદરથી એ ભાવના જ ખતમ થઈ ગઈ કે હકીકતમાં આ એક ખરાબ ઈલ્કાબ હતો જે તેમને આપવામાં આવ્યો હતો.

કુર્આનમજીદે એટલા માટે મસીહના અનુયાયીઓને મસીહી કે ઈસાઈ નામથી યાદ કર્યાં નથી, બલ્કે તેમને યાદ દેવડાવ્યું છે કે તમે હકીકતમાં એ લોકોના અનુયાયીઓ છો જેમને ઈસા ઇબ્ને મર્યમે પોકાર્યા હતાં કે مَنْ اَنْصَارِيْٓ اِلَى اللّٰهِ ''કોણ છે જે અલ્લાહના માર્ગમાં મારી મદદ કરે,'' અને તેમણે જવાબ આપ્યો હતો કે نَحْنُ اَنْصَارُ اللّٰهِ ''અમે અલ્લાહના માર્ગમાં મદદગાર છીએ.'' એટલા માટે તમે તમારી આરંભિક અને બુનિયાદી હકીકતના આધારે નસારા અથવા અંસાર છો પરંતુ આજે ખ્રિસ્તી મિશનરીઓ આ યાદ દેવડાવવા બદલ કુર્આનનો આભાર માનવાને બદલે ઊલટાના ફરિયાદ કરી રહ્યાં છે કે કુર્આને તેમને મસીહી કહેવાના બદલે નસારાનું નામ શા માટે આપ્યું છે !

- - - - - - - - - - - - - - -